શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ, મેમનગર તથા શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ વિશ્વવિદ્યા પ્રતિષ્ઠાનમ્‌નું મુખપત્ર

# ગુરુકુલ દર્શન

વર્ષ : ૬ • એપ્રિલ - ૨૦૧૪ • અંક - ૪
પંચવાર્ષિક લવાજમ : રૂ. ૨૫૦/-

વંદુ સહજાનંદ ભવમોચન,
રૂપનિધાન કમલદલ લોચન...

શિસલ્સ પધારતા પૂજ્ય સ્વામીજી તથા સંતોનું સ્વાગત કરતા હરિભક્તો

શિસલ્સ ખાતે યોજાયેલ ઈન્ટરફેઈથ રીલીજીયસ કોન્ફરન્સમાં ઉપસ્થિત પૂજ્ય સ્વામીજી તથા મહાનુભાવો

શિસલ્સ ખાતે ઉજવાયેલ હીંડોળા ઉત્સવમાં ઉપસ્થિત સંતો તથા ભક્તજનો

નાસાની મુલાકાતે જતા SGVPના વિદ્યાર્થીઓને માર્ગદર્શન આપતા પૂજ્ય સ્વામીજી

GPL-4 ના ઓપનીંગ સમારોહમાં ઉપસ્થિત પૂજ્ય બાલકૃષ્ણદાસજી સ્વામી, વજુભાઈ વાળા તથા આમંત્રિત મહાનુભાવો.

1. Warm Welcome of Pujya Swamiji and Saints at Seychelles. 2. Pujya Swamiji and dignitaries present at Interfaith Religious Conference, Seychelles. 3. Saints and Devotees celebrating *Hindola Utsav*, Seychelles. 4. Pujya Swamiji instructing to the students visiting US Rocket and Space Center & training camp, NASA, USA. 5-6. Pujya Blakrishnadasji Swami, Shree Vajubhai Vala (Hon. Speaker, Gujarat State) and guests in the opening ceremony of GPL-IV

-: સંસ્થાપક :-

સદ્‌વિદ્યા સદ્ધર્મરક્ષક પ્રાતઃસ્મરણીય પ. પૂ. ગુરુદેવ
શાસ્ત્રીજી મહારાજ શ્રી ધર્મજીવનદાસજી સ્વામી

ગુરુકુલ દર્શન

વર્ષ-૬, એપ્રિલ-૨૦૧૪, અંક-૪

: આશીર્વાદ :
પ. પૂ. પ્રાતઃસ્મરણીય શ્રી જોગીસ્વામી

: પ્રેરણા :
પ. પૂ. સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી

| | |
|---|---|
| પ્રકાશક | : પ.પૂ. પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી |
| તંત્રી | : પાર્ષદ શ્રી શામજી ભગત |
| સંપાદક | : શાસ્ત્રી શ્રી યજ્ઞવલ્લભદાસજી સ્વામી |
| કલા સંયોજન | : હરિકૃષ્ણ ગ્રાફિક્સ, ગોવિંદ બાંટવા |
| વ્યવસ્થાપન | : જગજીવનભાઈ પટેલ |
| તસ્વીર | : જી. વિઝન |
| મુદ્રક | : સૂર્યા ઓફસેટ |

| | |
|---|---|
| છુટક અંક | : રૂા. ૫/- |
| પંચ વાર્ષિક લવાજમ | : રૂા. ૨૫૦/- |
| આજીવન લવાજમ(૨૫ વર્ષ) | : રૂા. ૭૦૦/- |
| વિદેશમાં આજીવન લવાજમ | : $ ૧૧૦/- |

લવાજમ અંગે પત્રવ્યવહાર

'ગુરુકુલ દર્શન' કાર્યાલય
શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ
ગુરુકુલ રોડ, મેમનગર, અમદાવાદ-૫૨
ફોન (૦૭૯) ૨૭૯૧૨૫૯૧/૯૨
www.swaminarayangurukul.org
E-mail : darshan@sgvp.org

SwaminarayanGurukul

GurukulParivar


# સાયર રેલ્યા સામટા

સાયરા રેલ્યા સામટા સૈયર
સાયર રેલ્યા સામટા
છીછરાં મારા માટલાં સૈયર
સાયર રેલ્યા સામટા
મોતી મોંઘા મૂલના સૈયર
મોતી મોંઘા મૂલના
છલક્યા મારી છાબમાં સૈયર
સાયર રેલ્યા સામટા
ભેદી વાડ્યુ ભેદની સૈયર
ભેદી વાડ્યુ ભેદની
વાતુ ચારે વેદની સૈયર
સાયર રેલ્યા સામટા
નીર સમાણા નીરમાં સૈયર
નીર સમાણા નીરમાં
માં'લે એકાકારમાં સૈયર
સાયર રેલ્યા સામટા
મે'રામણની મે'રમાં સૈયર
મે'રામણની મે'રમાં
માધવ લીલા લે'રમાં સૈયર
સાયર રેલ્યા સામટા

- સ્વામી માધવપ્રિયદાસજી

# ઉપનિષદ કથા (ગતાંકથી ચાલું)

# ગાર્ગી

- સાધુ યજ્ઞવલ્લભદાસ

ભારતીય સંસ્કૃતિના અજોડ ગ્રંથોમાં રહેલી સીતા, સાવિત્રી, ગાર્ગી, શતરુપા, લોપામુદ્રા, મૈત્રેયી, દ્રૌપદી, તારામતી, અનસૂયા, સ્વાહા વગેરે સતિઓની અનેક કથાઓ આજના નારી-જગત માટે પ્રેરણાદાયી બની રહી છે. આ તેજસ્વિની નારીઓની કથાઓએ ભારતના ઈતિહાસને એક અનેરું ગૌરવ પ્રદાન કર્યું છે. આ કથાઓમાં રહેલા સદ્વિદ્યા, સેવા, સમર્પણ, ચારિત્ર જેવા અનેક આધ્યાત્મિક ગુણોએ પૂર્ણિમાના ચંદ્રના પ્રકાશની માફક આપણા ઈતિહાસને ઉજળો બનાવ્યો છે.

આ આદર્શ મહિલાઓમાં વેદવિદ્યામાં પારંગત મહર્ષિણી ગાર્ગીનું સ્થાન અજોડ છે. એમની કથા સર્વ કોઈને અનેરી પ્રેરણા આપે છે.

વિદેહ નામના રાજ્યમાં રાજા રત્નમિશ્ર રાજ્ય કરતો હતો. જે રાજા જનક નામે પણ પ્રસિદ્ધ હતો. આ રાજા રાજવિદ્યામાં ખૂબ નિપુણ હતો. સાથે સાથે તે બ્રહ્મવિદ્યાનો પણ એટલો જ ચાહક હતો. અવાર નવાર રાજ્યમાં મોટા મોટા ઋષિઓને, વિદ્વાનોને બોલાવતો અને તેમની સાથે બ્રહ્મસંવાદ કરતો રહેતો. રાજા બ્રહ્મવિદ્યામાં રસ ધરાવતો હોવાથી વિદેહ નગરની પ્રજામાં પણ સહેજે સહેજે વિદ્વત્તાના ગુણો સિંચાયા હતાં.

એ સમયે દૂરના રાજ્યમાં યાજ્ઞવલ્ક્ય નામે મહાન ઋષિ રહેતા હતા. જેમની કીર્તિ ચારે દિશાઓમાં પ્રસરેલી હતી. તેમના જ્ઞાનને સહુ કોઈ આદર આપતા હતા. એ યાજ્ઞવલ્ક્ય ઋષિના અગાધ જ્ઞાનની વાત રાજા જનકે પણ સાંભળી હતી. ઘણીવાર રાજાના મનમાં યાજ્ઞવલ્ક્ય ઋષિને પોતાના રાજ્યમાં બોલાવી તેમની સાથે બ્રહ્મચર્ચા કરવાના વિચારો આવતા, પરંતુ વિદેહ રાજ્યના વિદ્વાનોને છોડી અન્ય રાજ્યના વિદ્વાનને બોલાવે તો એ વિદ્વાનોને યાજ્ઞવલ્ક્ય સાથે દ્વેષ જાગે, એ બીકે રાજા જનક થોડા ખચકાતા હતા.

પરંતુ વારંવાર પોતાના અંતરમાં જાગતી તીવ્ર ઈચ્છાને રાજા જનક રોકી ન શક્યા. એમણે યાજ્ઞવલ્ક્ય ઋષિને પોતાના રાજ્યમાં બોલાવવાનો અનોખો ઉપાય શોધી કાઢ્યો. એમણે સંપૂર્ણ ભારતવર્ષમાંથી મોટા મોટા ઋષિઓ, વિદ્વાનોને બોલાવવા 'બહુદક્ષિણાક અશ્વમેધ' યજ્ઞનું આયોજન કર્યું. ચારે દિશાઓમાં આમંત્રણ મોકલવામાં આવ્યા અને યજ્ઞની તડામાર તૈયારીઓ થવા લાગી.

યજ્ઞનો સમય થતા અનેક ઋષિઓ, મોટા મોટા વિદ્વાનો ઉપસ્થિત થયા. સભા સ્થળે બ્રહ્મયજ્ઞની સભાનું આયોજન થયું. યજ્ઞના નામ પ્રમાણે રાજાએ એક હજાર ગાયોને મગાવી. દરેક ગાયોના શીંગડાંઓ દશ-દશ સોના મહોરો દ્વારા શણગારવામાં આવ્યા. ગાયોના દર્શન કરતા જ સર્વ વિદ્વાનોના મુખ ઉપર આનંદની લ્હેરો ઉઠી.

રાજા જનક તો જાણતા જ હતા કે, આ સહુ વિદ્વાનોમાં મહર્ષિ યાજ્ઞવલ્ક્ય સહુથી તેજસ્વી અને બ્રહ્મનિષ્ઠ છે, પરંતુ અન્ય વિદ્વાનો તથા પોતાના રાજ્યના વિદ્વાનોને પણ એવો ઘમંડ હતો કે અમારા જેવો વિદ્વાન આ જગતમાં હજુ સુધી જન્મ્યો નથી. આ કારણને લીધે રાજા જનકે એવી ઘોષણા કરી કે, "આ સર્વ ગાયોને મેં દક્ષિણામાં આપવાનો વિચાર કર્યો છે, પરંતુ આ બધી જ ગાયો એક જ મહાપુરુષને આપવામાં આવશે, કે જેની વિદ્વત્તા શ્રેષ્ઠતમ હોય. માટે જે પોતાને શ્રેષ્ઠ વિદ્વાન માનતા હોય તે આગળ આવો અને આ સર્વે ગાયોને હંકારી જાઓ."

રાજાની ઘોષણા સાંભળી સર્વ વિદ્વાનોમાં ગણગણાટ ચાલુ થઈ ગયો. સહુ એકબીજાની સામે જોવા લાગ્યા. આટલી મોટી સંખ્યામાં ઉપસ્થિત વિદ્વાનો વચ્ચે ઉભુ થવાની કોઈની હિંમત ન ચાલી. ઘણો સમય વીતી ગયો પરંતુ કોઈ ગાયોને લઈ જવા ઉભુ ન થયું.

આખી સભામાં જાણે શૂન્યાવકાશ છવાઈ ગયો. સહુ વિદ્વાનોના મનમા 'કોણ ઉભુ થશે આ ગાયોને લેવા ?' એવો પ્રશ્ન રમતો હતો. એવા સમયે પોતાના શિષ્યમંડળ સાથે ઉપસ્થિત મહર્ષિ યાજ્ઞવલ્ક્યનો એક બુલંદ અવાજ ઉઠ્યો, "સૌમ્ય સામશ્રવા ! ઉભા થાઓ અને આ ગાયોને આપણા આશ્રમમાં હાંકી જાઓ."

શાંત સરોવરમાં કોઈ પથ્થર ફેંકે અને વમળો ઉઠે એમ યાજ્ઞવલ્ક્યના આ આદેશથી આખી સભામાં ખળભળાટ મચી ઉઠ્યો. અચાનક ચોટ લાગે અને જેવી સ્થિતિ થાય તેવી સર્વ વિદ્વાનોની થઈ.

સામશ્રવા ગાયોને હંકારી જઈ રહ્યો હતો ત્યાં

સભામાં ઉપસ્થિત વિદ્વાનોનો ક્રોધ ભભુકી ઉઠ્યો. સામશ્રવાને રોકવામાં આવ્યો. તેઓ કહેવા લાગ્યા, 'અમારી હાજરીમાં આ પરદેશી બ્રાહ્મણ પોતાની શ્રેષ્ઠતા સાબિત કર્યા વિના જ ગાયોને હંકારી જાય તે કેમ ચાલે ? માટે પહેલા તેમની પરીક્ષા થવી જોઇએ.'

(અહીં સભામાં ઉપસ્થિત વિદ્વાનો ગાયોને લઇ જવા સમર્થ નથી અને સાથે સાથે કોઇ લઇને જાય એ જોઇ શકવા પણ સમર્થ નથી. એમના હૃદયના ખૂણામાં પડેલા અહંકાર, ઈર્ષા અને લાલચ આ સમયે જાગૃત થાય છે. જે ગાયો પોતાને ન મળે એ બીજો કઇ રીતે લઇ જઇ શકે ? એવો ભાવ સર્વના અંતરમાં પડ્યો છે. સભામાં ઉપસ્થિત વિદ્વત્‌જનોએ વિદ્યા તો મેળવી છે, પણ એ વિદ્યા તેઓ પચાવી નથી શક્યા.

જ્યાં સુધી અંતરમાં પડેલા છૂપા દોષો ન ઓળખાય ત્યાં સુધી ભણેલી વિદ્યા પણ કોઇ કામ લાગતી નથી. માટે ભલે થોડી વિદ્યાઓ ભણાય, થોડા ગુણો પ્રાપ્ત કરી શકાય, પણ જીવનમાંથી ઈર્ષા, રાગ-દ્વેષ, અભિમાન વગેરે દોષો દૂર થાય એ વધારે મહત્ત્વનું છે.)

સભામાંથી રાજા જનકના હોતા તરીકે સ્થાપિત અશ્વલ નામના બ્રાહ્મણે ઉભા થઇ મહર્ષિ યાજ્ઞવલ્ક્યને ઉદ્દેશીને કહ્યું, "શું આ સભામાં તમે એક જ બ્રહ્મજ્ઞાની છો ? તમારા જ્ઞાનની શ્રેષ્ઠતા સાબિત કર્યા વગર તમે કઇ રીતે ગાયોને હંકારી જઇ શકો ? માટે સૌ પ્રથમ આ સભામાં ઉપસ્થિત વિદ્વાનો સાથે શાસ્ત્રાર્થ કરો. જો તેમાં તમારો વિજય થાય, તો અવશ્ય આ ગાયો તમારી, એમ સમજો."

અશ્વલની વાત સાંભળી મહર્ષિ યાજ્ઞવલ્ક્યે શાંત સ્વરે કહ્યું, "मनो वयं ब्रह्मिष्ठाय कुर्मो गोकामा एव वयं स्म ।" "સહુથી મોટા બ્રહ્મજ્ઞાનીઓને તો અમે પગે લાગીયે, પરંતુ અમારે તો ફક્ત આ ગાયો જોઇતી હતી."

(મહર્ષિ યાજ્ઞવલ્ક્ય એ સમયના એક મહાન ઋષિ હતા. તેમનો આશ્રમ ખૂબ મોટો હતો. હજારો વિદ્યાર્થીઓ તેઓની નિશ્રામાં અભ્યાસ કરતા હતા. એ ઉપરાંત અવાર નવાર અનેક લોકો મહર્ષિનો સત્સંગ કરવા આશ્રમમાં આવતા જતા. આ કારણોને લીધે આશ્રમમાં ગાયોની ખૂબ આવશ્યક્તા રહેતી. એ આવશ્યકતાઓને પૂરી કરવા મહર્ષિ યાજ્ઞવલ્ક્ય ગાયોને લઇ જવા માગતા હતા. પરંતુ તેઓના મનમાં ગાયોનો લોભ કે ઉપસ્થિત વિદ્વાનોને નીચા દેખાડવાના કોડ નહોતા. તે સાચા બ્રહ્મનિષ્ઠ હતા.)

મહર્ષિ યાજ્ઞવલ્ક્યની વાત સાંભળી અશ્વલ બોલ્યા, "જો તમારે ગાયો લઇ જ જવી હોય તો પહેલા અમારા પ્રશ્નોના સચોટ ઉત્તરો આપવા પડશે. આપના ઉત્તરોથી અમને સંતોષ થશે તો આપ રાજીખુશીથી આ ગાયો લઇ જઇ શકો છો."

અશ્વલના આ પ્રસ્તાવનો મહર્ષિ યાજ્ઞવલ્ક્યજીએ માન્ય રાખ્યો અને શરુ થયો એક અનોખો બ્રહ્મજ્ઞાનનો અખાડો.

મહર્ષિ યાજ્ઞવલ્ક્યને પ્રશ્ન પૂછવા સભામાંથી સાત વ્યક્તિઓએ હિંમત કરી. એ સાતેય જણાએ વારાફરતી મહર્ષિ યાજ્ઞવલ્ક્યને પ્રશ્નો પૂછ્યા. સૌ પ્રથમ અશ્વલે આઠ પ્રશ્નોનો મારો ચલાવ્યો.

મહર્ષિ યાજ્ઞવલ્ક્યજીએ શાંત ચિત્તે વારાફરતી દરેક પ્રશ્નનો સચોટ જવાબ આપ્યો. જવાબો સાંભળી અશ્વલને હવે આગળ શું પૂછવું ? તે પણ ન સૂઝ્યું, એટલે તે પાછો સભામાં બેસી ગયો.

ત્યાર બાદ આર્તભાગ નામના બ્રાહ્મણે છ પ્રશ્નો પૂછ્યા. મહર્ષિ યાજ્ઞવલ્ક્યજીએ એ પ્રશ્નોના ઉત્તર પણ સંતોષકારક આપ્યા તેથી તે પણ ચૂપ થઇ ગયો અને પાછો સભામાં બેસી ગયો.

એ પછી લાહ્ય નામના બ્રાહ્મણના પુત્ર ભુજ્યુએ પૂછ્યું, "હે યાજ્ઞવલ્ક્ય ! અમે વિદ્યાર્થી તરીકે મદ્ર દેશમાં ફરતા હતા, ત્યાં એક મહીલાને ગંધર્વ વળગેલો. તેમને અમે પૂછ્યું કે 'તુ કોણ છે ?' ત્યારે તેમણે અમને કહ્યું, 'હું અંગિરસ ગોત્રનો સુધન્વા છું' ત્યારબાદ અમે તેમને અન્ય પ્રશ્ન પૂછતા તેમણે સામે એક પ્રશ્ન પૂછ્યો કે 'પરીક્ષિતના વંશજોનું શુ થયું ?' તે પ્રશ્ન યાજ્ઞવલ્ક્ય હું તમને પૂછું છું." આ પ્રશ્નનો ઉત્તર ગંધર્વએ ભુજ્યુને આપેલો જ હતો, પરંતુ એ મહર્ષિ યાજ્ઞવલ્ક્યને કેમ ખબર હોય ? એવા આશયથી આ પ્રશ્ન પૂછાયો હતો.

પરંતુ મહર્ષિ યાજ્ઞવલ્ક્યજીએ તરત જ કહ્યું, "આ પ્રશ્નનો ઉત્તર તમને એ ગંધર્વએ આપેલો જ છે કે, જ્યાં અશ્વમેધ યજ્ઞ કરનારા જાય છે ત્યાં પરીક્ષિતના વંશજો જાય છે."

મહર્ષિ યાજ્ઞવલ્ક્યનો ઉત્તર સાંભળી ભુજ્યુ પણ બેસી ગયો. હવે વારો આવ્યો ઉષસ્તનો.

ઉષસ્તએ આગળના પ્રશ્નનો દોર સંભાળ્યો અને પ્રશ્ન પૂછ્યા. યાજ્ઞવલ્ક્યજીએ એમના ઉત્તરો પણ સંતોષકારક આપ્યા, તેથી તે પણ પાછો બેસી ગયો.

હવે વારો આવ્યો કુષિતકના પુત્ર કહોલનો. કહોલે પૂછ્યું, "હે મહર્ષિ યાજ્ઞવલ્ક્ય ! કયો સુંદર આત્મા સહુના અંતરમાં વસે છે ?"

મહર્ષિ યાજ્ઞવલ્ક્ય આ પ્રશ્નનો ઉત્તર આપતા કહે છે કે, "આત્મા ભૂખ, તરસ, શોક, મોહ, ઘડપણ વગેરે તમામ અવસ્થાઓને ઓળંગી જાય છે. એ આત્માને જે જાણે છે તેમને પુત્ર પ્રાપ્તિની, ધન પ્રાપ્તિની કે કીર્તિ મેળવવાની ઈચ્છા રહેતી નથી. એવો આત્મા સર્વના અંતરમાં નિવાસ કરીને રહે છે." આ ઉત્તર સાંભળી કલોહ પણ નીચે બેસી ગયો.

મહર્ષિ યાજ્ઞવલ્ક્ય સભામાં મોટા મોટા વિદ્વાનોના પ્રશ્નોના ઉત્તર ખૂબ જ સહેલાઈથી આપી રહ્યા હતા. હવે પ્રશ્ન કરનારું કોઈ દેખાતું નહોતું. સહુ એકબીજા તરફ જોઈ રહ્યા હતા કે, 'હવે કોણ પ્રશ્ન પૂછશે ?' પરંતુ સભામાં કોઈ એવા વિદ્વાન બચ્યા નહોતા જે મહર્ષિ યાજ્ઞવલ્ક્યજીને ટક્કર આપી શકે.

એ સમયે એક બ્રહ્મવાદીની સ્ત્રીએ ઉભા થઈ મહર્ષિ યાજ્ઞવલ્ક્યને પ્રશ્ન પૂછવાનું સાહસ કર્યું. જ્યારે સહુ વિદ્વાનો ગોથા ખાઈ ગયા હતા ત્યારે એક નારીએ પ્રશ્ન પૂછવાનું બીડું ઝડપ્યું. આ દૃષ્ય જોઈ સભામાં ઉપસ્થિત વિદ્વાનોમાંથી કોઈ હસવા લાગ્યા, તો કોઈ મોટી મોટી દાઢીઓવાળા અને મોટી મોટી મૂછોવાળા પુરુષોની સભામાં એક સ્ત્રીનું સાહસ જોઈ તાળીઓ પાડવા લાગ્યા.

આગળના પ્રશ્નો પૂછવા ઉભી થનાર એ સ્ત્રીનું નામ હતું 'ગાર્ગી.' તેની બ્રહ્મજીજ્ઞાસા અપાર હતી. શાસ્ત્રોના અભ્યાસમાં તેની ગતિ અતિ વેગવાન હતી. એ બોલવામાં પ્રભાવશાળી અને પ્રશ્ન પૂછવામાં તેજસ્વી હતી. તેમના મુખની આભા કંઈક અલગ જ હતી. તે અવાર નવાર વિદ્વાનોની સભાઓમાં પ્રશ્નો પૂછતી અને પોતે પ્રાપ્ત કરેલી વિદ્યાની પરીક્ષા કરતી રહેતી.

પ્રશ્ન પૂછવાના સ્વભાવવાળી વિદુષી ગાર્ગી મહર્ષિ યાજ્ઞવલ્ક્યને પ્રશ્ન પૂછે છે, "હે મહર્ષિ ! જળ પૃથ્વી કરતા અનેકગણું હોવાથી આ સમસ્ત પૃથ્વી જળમાં ઓતપ્રોત છે, પરંતુ તે જળ શેમાં ઓતપ્રોત છે?"

યાજ્ઞવલ્ક્ય ઉત્તર આપતા કહે છે, 'તે વાયુમાં ઓતપ્રોત છે.'

'વાયુ શેમાં?'.... 'અંતરિક્ષ લોકમાં.'
'અંતરિક્ષલોક શેમાં?'.... 'ગંધર્વલોકમાં.'
'ગંધર્વલોક શેમાં?' .... 'સૂર્યલોકમાં.'
'સૂર્યલોક શેમાં?' .... 'નક્ષત્રલોકમાં.'
'નક્ષત્રલોક શેમાં?' .... 'દેવલોકમાં.'
'દેવલોક શેમાં?' .... 'ઈન્દ્રલોકમાં.'
'ઈન્દ્રલોક શેમાં?' .... 'પ્રજાપતિલોકમાં.'
'પ્રજાપતિલોક શેમાં?' .... 'બ્રહ્મલોકમાં.'

પ્રશ્ન પૂછવાના સ્વભાવવાળી ગાર્ગી આટલેથી અટકી જાય તો તો સારુ હતું, પણ પૂછવાના આવેગમાં ને આવેગમાં તેનાથી અતિપ્રશ્ન પૂછાઈ ગયો, 'બ્રહ્મલોક (ભગવાનનું ધામ) કયાં લોકમાં તાણાવાણાની પેઠે વણાયેલો છે?'

ગાર્ગી દ્વારા જ્યાં આ પ્રશ્ન પૂછાયો ત્યાંતો મહર્ષિ યાજ્ઞવલ્ક્યનો ક્રોધ ભભુકી ઉઠ્યો. લાલચોળ આંખો સાથે તેઓ પોતાના આસનેથી ઉભા થઈ ગયા અને ગાર્ગીને ચેતવણી આપતા બોલ્યા, "બસ કરો ગાર્ગી હવે ! પ્રશ્ન પૂછવામાં તું અતિક્રમી રહી છો. પૂછવાની પણ એક સીમા હોય છે. હવે જો આ સીમાનું ઉલ્લઘન થશે તો તારું માથું ધડથી અલગ થઈ જશે."

(ભગવાનને રહેવાનું ધામ બ્રહ્મલોક છે. એ બ્રહ્મલોકથી ઉપર કશું ન હોય. ભગવાનના એ બ્રહ્મલોક કરતા પણ કયો લોક શ્રેષ્ઠ છે? એ પ્રશ્ન પૂછીને ગાર્ગીએ પ્રશ્ન પૂછવાની સીમા વટાવી હતી.)

મહર્ષિ યાજ્ઞવલ્ક્યનું ઉગ્રરુપ ગાર્ગીને ડરાવવા માટે નહોતું, અને સામે ગાર્ગી પણ ડરે એવી નહોતી. એનો દેહ સ્ત્રીનો હતો પણ આત્મબળ તો હિમાલયના અડગ શિખર જેવું હતું. આતો કેવળ ચેતવણી હતી. આ ચેતવણીથી તેને એ ભાન અવશ્ય થયું કે 'મારાથી અતિપ્રશ્ન પૂછાઈ ગયો છે.' માટે તે પોતાની જગ્યાએ બેસી ગઈ.

ગાર્ગીના બેસી ગયા પછી અરુણનો પુત્ર ઉદ્દાલક 'કણ કણમાં વ્યાપેલા અંતર્યામી પરમાત્મા કેવા છે ?' એ પ્રશ્ન પૂછે છે. મહર્ષિ યાજ્ઞવલ્ક્ય, 'યઃ પૃથિવ્યામ તિષ્ઠન્ પૃથિવ્યા अन्तरो यं पृथिवी न वेद यस्य पृथिवी शरीरं...' વગેરે મંત્રો દ્વારા એ અતંર્યામી પરમાત્માના સ્વરુપ વિશે ઉત્તર આપે છે. ઉદ્દાલકના પ્રશ્નનું સમાધાન થઈ જતા તે બેસી જાય છે.

ફરી પાછી આખી સભામાં નિરવ શાંતિ પ્રસરી ગઈ છે. કોઈ એવી વ્યક્તિ નજરમાં નથી પડતી જે યાજ્ઞવલ્ક્યજીને પ્રશ્નો પૂછી ટક્કર આપી શકે. મહર્ષિ યાજ્ઞવલ્ક્યની જીત પાકી હતી. ત્યાં ફરી સિંહણનું મનોબળ ધરાવનારી ગાર્ગી ઉભી થઈ. એના હૃદયમાં કંઈક નવું જ સૂઝ્યુ હતું. જે પ્રશ્ન એના મનમાં હતો તે વિચારતા એને લાગતું હતું કે આ પ્રશ્નનો ઉત્તર યાજ્ઞવલ્ક્યજી નહી આપી શકે. તેથી તેણે સભામાં જાહેર કરી દીધુ કે, 'હે બ્રહ્મવિદો ! હવે જે પ્રશ્નો હું પૂછવા જઈ રહી છું તેના ઉત્તર આપવા લગભગ અશક્ય છે. માટે જો મહર્ષિ યાજ્ઞવલ્ક્ય હું પૂછું એ

પ્રશ્નોના સાચા ઉત્તર આપશે, તો માનવું કે આ સભામાં તેનાથી મોટા કોઈ બ્રહ્મવિદ્ નથી.'

ગાર્ગીનો અવાજ સાંભળી સભામાં ફરી ચેતન આવ્યુ અને અવાજ ઉઠ્યો કે. 'ગાર્ગી ! પૂછી નાખો !'

અને ફરી ગાર્ગીએ પ્રશ્નોની ઝડી વરસાવી. સામે મહર્ષિ યાજ્ઞવલ્ક્યજીએ પણ દરેક પ્રશ્નોના સંતોષકારક ઉત્તરો આપ્યા. એ ઉત્તરો સાંભળી ગાર્ગી અતિ પ્રસન્ન થઈ. તેના હૃદયે કબુલી લીધુ કે આ સભામાં યાજ્ઞવલ્ક્યજી જેવો બીજો કોઈ બ્રહ્મવિદ્યાનો જાણકાર નથી. તેથી તેમણે સભામાં જાહેર કર્યું કે, 'હે બ્રાહ્મણો ! હવે તમારામાંથી કોઈ આ સાચા બ્રહ્મનિષ્ઠને હરાવી નહીં શકે. માટે એ વિજયી બને છે અને આ ગાયોને હાંકી જવા યાજ્ઞવલ્ક્યજી જ યોગ્ય છે.'

ગાર્ગીની વાત સાથે બધા જ વિદ્વાનો સહમત થયા. મહર્ષિ યાજ્ઞવલ્ક્યજીની સભામાં જીત થઈ અને એક હજાર ગાયો એમના આશ્રમમાં બંધાણી.

# બાલાકી

બાલાક નામના મહાન ઋષિના પુત્ર 'બાલાકી' હતા. એમનું ગોત્ર 'ગર્ગ' હોવાથી તે ગાર્ગ્ય પણ કહેવાતા.

બાળપણથી જ વિદ્યાભ્યાસમાં તેજસ્વી આ બાલાકીની વિદ્યા પ્રત્યેની અભિરુચી, શ્રદ્ધા તથા લગનના કારણે તેમણે સારીએવી વિદ્યા પ્રાપ્ત કરી હતી. વિદ્વત્તાની સાથે સાથે તેઓની વક્તૃત્વ કળા પણ સારી ખીલી હતી.

બાલાકી સારા વિદ્વાન અને સારા વક્તા તો થયા પણ તેમની સાથે સાથે તેઓને પોતાની વિદ્વત્તાનું અભિમાન પણ આવ્યું. એ ઘમંડ-અભિમાનના કારણે તેઓની પ્રસિદ્ધિ 'દૃપ્ત બાલાકી' એવા નામથી પણ થઈ. દૃપ્ત એટલે મિથ્યાભિમાની.

પોતાની વિદ્વત્તા પ્રત્યે અભિમાનના કારણે તેઓને અનેક વખત વિચારો આવતા કે 'સારાએ ભારત વર્ષમાં ફરી મારે સર્વ વિદ્વાનોને જીતવા છે.' આ વિચાર તેઓને સતત દૃઢ થતો ગયો. અને એક દિવસ એ દૃઢ વિચારને કાર્યાન્વિત કરવા અને પોતાનું લક્ષ્ય પાર પાડવા, દિગ્વિજય કરવા ઉપડ્યા ભારતવર્ષના વિચરણમાં.

વિવિધ પ્રદેશોમાં ફરતા ફરતા બાલાકી આવ્યા વિદ્વત્ નગરી કાશીમાં. 'અજાતશત્રુ' નામે રાજા અહી રાજ કરતો હતો. આ રાજા પણ ભારે વિદ્વાન હતો. અનેક ઋષિઓ પાસેથી એમણે બ્રહ્મવિદ્યા ભણી હતી.

કાશીમાં ફરતા ફરતા બાલાકી અજાતશત્રુની રાજસભામાં આવી ચડ્યા. રાજા બ્રહ્મજ્ઞાની તો હતો જ, સાથે સાથે વિવેકી પણ હતો. રાજભવનમાં કોઈ વિદ્વાન બ્રાહ્મણને આવતા જોઈ રાજાએ ઉભા થઈ બાલાકીનું સ્વાગત કર્યું અને પૂછ્યું, ''મુનિવર ! આપને રાજભવનમાં પધારવાનું પ્રયોજન જાણી શકું ?''

રાજાની વિવેકી વાણી સાંભળી બાલાકી રાજી થયા. તેમણે રાજાને કહ્યું, ''રાજન્ ! તમારી વિવેક ભરી વાણી અને આચરણને કારણે હુ ખૂશ થયો છું. માટે આવો, હું તમને બ્રહ્મને વિષે સમજાવું. ब्रह्म ते ब्रवाणि इति ।''

બાલાકીની વાત સાંભળી રાજાને આનંદ થયો. હજુ તો બાલાકી કંઈક સમજાવે એ પહેલા જ રાજાએ તેમને એક હજાર ગાયો દાનમાં આપી અને કહ્યું, ''પૂજ્ય ! આપ સામેથી મારી પાસે પધાર્યા એ મારા મોટા ભાગ્ય જાગ્યા. હું પણ તમને પહેલા દાન આપીશ અને પછી બ્રહ્મવિદ્યા સાંભળીશ.''

રાજાની વાત સાંભળી બાલાકીએ પોતે જાણતા હતા તે બ્રહ્મવિદ્યા કહેવાનું શરુ કર્યું.

ગાર્ગ્ય કહે, ''હે રાજન્ ! વિજળીમાં જે પુરુષ વસે છે, તેને હું બ્રહ્મ જાણું છું.''

ત્યારે રાજાએ કહ્યું, ''વીજળીમાં વસતા પુરુષને હું જાણું છું, માટે એ વાત મને ન કરતા. હું એનું પૂજન કરું છું, અને જે એ પુરુષની ઉપાસના કરે છે તે તેજસ્વી બને છે અને તેના સંતાનો પણ તેજસ્વી બને છે.''

ત્યાર બાદ ગાર્ગ્ય બોલ્યા, ''આકાશમાં જે પુરુષ વસે છે, તેનું હું બ્રહ્મ જાણી પૂજન કરું છું.''

રાજા બોલ્યો, ''હું તે પુરુષને જાણું છું અને તેનું પૂજન પણ કરું છું. તેનું પૂજન કરનારને સંતતિ સુખ સારુ મળે છે. માટે એ સિવાય બીજું કહો.''

આ રીતે ગાર્ગ્ય વાયુ, અગ્નિ, જળ, ચાર દિશાઓ વગેરેમાં નિવાસ કરતા પુરુષની વાત કરે છે.

પરંતુ અજાતશત્રુ એ તમામ પદાર્થોમાં વસનારા આત્માને જાણતા હોય છે. તેથી રાજા કહે છે કે 'એ સિવાય તમે જે જાણતા હો તે કહો.' પણ ગાર્ગ્ય જેટલું જાણતા હતા તે સર્વ રાજા આગળ કહી ચુક્યા હતા. હવે ગાર્ગ્યને કંઇ બોલવાનું રહેતું નહોતું, તેથી તે બોલતા બંધ થઇ ગયા.

ત્યારે અજાતશત્રુએ કહ્યું, "મુનિવર ! બસ તમે આટલું જ જાણ્યું છે ? આટલા જ્ઞાનથી એ બ્રહ્મને જાણી ન શકાય. તમારું જ્ઞાન તો સમુદ્રની સામે નાના તળાવ જેટલું જ છે."

રાજાની વાત સાંભળી ગાર્ગ્યે કહ્યું, "મહારાજ ! તો આપ જ મને એ જ્ઞાન સમજાવો, હું તમારો શિષ્ય અને તમે મારા ગુરુ."

(બ્રહ્મજ્ઞાનનો કોઇ છેડો નથી. આજ સુધી વિશ્વમાં કોઇપણ મનુષ્ય એ સંપૂર્ણ જ્ઞાનને મેળવી શક્યું નથી અને મેળવી પણ નહીં શકે, કારણ કે વેદોમાં તેને 'નેતિ નેતિ' કહ્યું છે.

એ બ્રહ્મજ્ઞાન કોઇની જાગીર નથી. એતો સર્વનું છે અને સર્વ માટે છે. આજે કોઇ એમ કહેતું હોય કે 'અહીં જ સાચું સમજાયું છે, આ પ્રમાણે તમે જાણશો, અમે કહીએ એમ વર્તશો અને અમને જ માનશો તો જ તમારું કલ્યાણ થશે !' આવું કહેનારા ખરેખર કશું જાણતા જ નથી હોતા. તેઓ કાં તો ગાર્ગ્યની જેમ પોતાના ક્ષુલ્લુક જ્ઞાનના અભિમાનમાં રાચતા હોય છે, કાં તો એવા કોઇની સોબતમાં આવી ગયા હોય છે. માટે આવા લોકોને દૂરથી જ પ્રણામ કરી લેવા.)

અજાતશત્રુ રાજા હોવાની સાથે સાથે સાચો બ્રહ્મજ્ઞાની હતો, તેથી તેમણે કહ્યું, "બ્રાહ્મણ ક્ષત્રિયની પાસે બ્રહ્મજ્ઞાન મેળવવાની આશા રાખી એમની પાસે જાય તો જગતમાં થોડું અજુગતુ લાગે. પણ તમારી જીજ્ઞાસા સાચી છે માટે હું તમને એ બ્રહ્મજ્ઞાન સમજાવીશ."

એમ કહી રાજા ગાર્ગ્યને એક ઊંઘતા પુરુષ પાસે લઇ ગયો. રાજાએ એ પુરુષને જગાડ્યો અને ગાર્ગ્યને કહ્યું, "આ માણસ ઉંઘતો હતો ત્યારે એમના શરીરમાં રહેલો વિજ્ઞાનમય ચેતન ક્યાં હતો ?"

ગાર્ગ્યને પ્રશ્નમાંજ કોઇ ગતાગમ પડી નહી ત્યારે અજાતશત્રુ કહે, "આ માણસ જ્યારે ઊંઘતો હતો ત્યારે એમનો ચેતન પોતાના વિજ્ઞાન વડે ઇન્દ્રિયોનું જ્ઞાન પોતાની અંદર ખેંચી લે છે અને હૃદયમાં જે આકાશ છે તેમાં વિશ્રાંતી કરે છે, ત્યારે આપણે તેને સૂઇ ગયો કહીએ છીએ."

"તથા તે જ્યારે સુતો હોય છે ત્યારે શરીરમાં 'હિતા' નામે ઓળખાતી ૭૦,૦૦૦ નાડીઓ છે તેમાંથી વિજ્ઞાનમય પુરુષ પસાર થઇને સૂઇ જાય છે. અને ફરી જ્યારે જાગે છે ત્યારે તે પુરુષ ઇન્દ્રિયોમાં પાછો ફરે છે અને ઇન્દ્રિયો ફરી જાગૃત થાય છે. જેમ કરોળીયો પેતાની લાળ વડે ચારેબાજુ ગતિ કરે છે તથા અગ્નિમાંથી નાના નાના તણખા નીકળે છે તેમ એ પરમ પુરુષ પરમાત્મામાંથી સર્વ ઇન્દ્રિયો, મનુષ્યો, પ્રાણીઓ, દેવો, દાનવો કહેતા સમસ્ત જગત ઉત્પન્ન થાય છે."

આવી રીતે અજાતશત્રુએ બ્રહ્મજ્ઞાન આપ્યું અને બાલાકીને પોતાના જ્ઞાનનું જે અભિમાન તે નષ્ટ થયું.

# આરુણિ

પાંચાલ દેશમાં અરુણ નામે એક ઋષિ રહેતા હતા. એમને એક પુત્ર હતો. એમનું નામ આરુણિ હતું. પુત્રની ઉંમર આઠ વર્ષની થતા પિતાએ એમનો યજ્ઞોપવિત સંસ્કાર કરાવ્યો. હવે આરુણિને વિદ્યાભ્યાસ કરવા જવાનું હતું.

અરુણ ઋષિએ એક એવા ઉત્તમ ગુરુની શોધ કરી, જે પોતાના પુત્ર આરુણિને સર્વ વિદ્યાઓમાં પારંગત કરે. આખરે એમની શોધ પૂર્ણ થઇ. દૂરના જંગલમાં એક ધૌમ્ય ઋષિનો આશ્રમ હતો. આ આશ્રમમાં અનેક બ્રહ્મકુમારો વિદ્યાભ્યાસ કરતા હતા. આરુણિને પણ ધૌમ્ય ઋષિના આશ્રમમાં વિદ્યાભ્યાસ કરવા મોકલવામાં આવ્યો.

આ આશ્રમમાં વિદ્યાભ્યાસ કરાવવાની રીત અનોખી હતી. વિદ્યાભ્યાસ કરવા આવતા શિષ્યોને અભ્યાસની સાથે સાથે આશ્રમની જ જુદી જુદી સેવાઓ પણ કરવાની રહેતી.

કોઇ ગૌશાળામાં સેવા કરતા તો કોઇ ખેતીવાડી સંભાળતા, કોઇ રસોઇઘરની સેવા કરતા તો કોઇ જંગલમાં સમીધ તેમજ બળતણ લેવા જતા. કોઇ

આશ્રમની સફાઈ કરતા તો કોઈ પૂજા સામગ્રી તૈયાર કરતા. આ રીતે આશ્રમમાં ભણવા આવેલા તમામ ઋષિકુમારો કોઈને કોઈ સેવામાં જોડાયેલા રહેતા.

આ જુદી જુદી સેવાઓ કરતા ઋષિકુમારોનું ગુરુ દ્વારા સતત નિરિક્ષણ થતું રહેતું. કોણ શ્રદ્ધા અને ખંતથી સેવા કરે છે અને કોણ સેવામાં આળસ-પ્રમાદ કરે છે ? કોણ દેહનો ઘસારો વેઠી શકે છે ને કોણ નથી વેઠી શક્તા ? કોણ દેહરખો છે અને કોણ દેહને કસી જાણે છે ? આ તમામ બાબતોનું નિરિક્ષણ થતું રહેતું. યોગ્ય સમય થતો ત્યારે જે ઋષિકુમાર સર્વ પરિક્ષાઓમાં ઉત્તિર્ણ થતો, તે વિદ્યાને પાત્ર ગણાતો. પછી ગુરુના આશીર્વાદથી જ તે તમામ વિદ્યાઓનો જાણકાર થઈ જતો.

આ રીતે ચાલતા અનોખા ગુરુકુલોમાં જે તૈયાર થતા, તે મહાન વિદ્વાનો થતા, સમાજ સેવકો થતા, મહાન રાજાઓ થતા. એમના બુદ્ધિબળે અને બાહુબળે સમાજ સુરક્ષિત રહેતો.

અહીં ધૌમ્ય ઋષિના આશ્રમમાં વિદ્યાભ્યાસ કરવા આવેલા આરુણિને પણ ખેતર સંભાળવાની સેવા સોંપવામાં આવી. આરુણિમાં નાનપણથી જ સારા સંસ્કારો સિંચાયા હતા, તેથી તે શ્રદ્ધા અને લગનથી ખેતરની સેવામાં લાગી ગયો.

એક દિવસની વાત છે. આરુણિ સવારથી ખેતરનું રખેવાળું કરવા નિકળી ગયો છે. સંધ્યાનો સમય થવા આવ્યો છે, બપોરથી મૂશળધાર વરસાદ વરસી રહ્યો છે. ચારે બાજુ પાણી પાણી થઈ ગયું છે. સૂર્ય આથમવાની તૈયારી કહી રહ્યો છે એટલે હવે તો દૂરનું કશું દેખાતું પણ નથી. બધા જ ઋષિકુમારો પોતપોતાની સેવાઓ પૂર્ણ કરી આશ્રમમાં પાછા આવી ગયા છે, પણ હજુ સુધી આરુણિ પાછો ફર્યો નથી.

હવે તો વાદળા પાછળ રહેલો સૂર્ય પણ આથમી ગયો હોવાથી પૃથ્વી ઉપર અંધકાર છવાવા લાગ્યો છે. આરુણિ હજુ સુધી પરત ન આવવાથી ગુરુને તેમની ચિંતા થવા લાગી. તેમણે આરુણિને શોધવા જવાનું નક્કી કર્યું. બે-ત્રણ શિષ્યો સાથે ગુરુ ખેતરની દિશામાં આરુણિને શોધવા ઉપડ્યા.

આ બાજુ બન્યું હતું એવું કે, પુષ્કળ વર્ષાને કારણે ચોતરફ પાણી પાણી થઈ ગયું હતું. પાણીના વેગને કારણે ખેતરની રક્ષા માટે જે પાળા બાંધ્યા હતા, તે તૂટવા લાગ્યા હતા. આરુણિ તે પાળાઓને મહામહેનતે પાછા બાંધી રહ્યો હતો. પરંતુ પાણીનો વેગ તો જેમ જેમ સમય થતો જાય તેમ તેમ વધતો જ જતો હતો. જેથી અનેક જગ્યાએ પાળાઓ તૂટી રહ્યા હતા. ખેતરમાં વાવેલું અનાજ ધોવાય જાય તેવી પરિસ્થિતિ ઉભી થઈ હતા.

આરુણિ મહામહેનતે તૂટતા પાળાઓ તો સાધ્યા પરંતુ એક જગ્યાએ પાણીનો વેગ વધારે હોવાથી તે પાળો બંધાતો જ નહોતો. ઘણી મહેનત કરી પરંતુ તે પાળાને બાંધવા આરુણિ સફળ ન રહ્યો. હવે જો આ પાળામાંથી વહેતું પાણી રોકવામાં ન આવે તો ખેતરમાં વાવેલો તમામ પાક નિષ્ફળ જાય તેમ હતું.

માટે આરુણીએ પાણી રોકવાનો એક અનોખો ઉપાય શોધ્યો. તે પોતે જ પાળામાં આડો સૂઈ ગયો, જેથી કરીને પાણી ખેતરમાં ન જાય. આખો દિવસ કરેલી પુષ્કળ મહેનત અને પાછુ વરસતા વરસાદમાં પાણીના ક્યારામાં હલ્યા ચાલ્યા વગર કલાકો સુધી સૂઈ રહેવાથી આરુણિનું શરીર અકડાઈ ગયું હતું. તેમનામાં હલવાની પણ શક્તિ રહી નહોતી.

એવા સમયે ગુરુ આરુણિના શોધતા શોધતા ખેતરમાં આવી પહોંચ્યા. ચારે તરફ નજર દોડાવી પણ આરુણિ ક્યાંય દેખાતો નહોતો. તેથી ગુરુ ઉંચા સ્વરે આરુણિના નામનો સાદ પાડવા લાગ્યા, "બેટા આરુણિ ! તુ ક્યાં છો ? બેટા આરુણિ !"

ગુરુનો સાદ ક્યારામાં સુતેલા આરુણિના કાને પડ્યો, પરંતુ તે ઉભો થઈ શકે તેમ ન હતો. એક તો શરીર અકડાઈ ગયું હતું અને બીજુ જો ઉભો થાય તો પાળામાં વહેતું પાણી ખોતરમા ફરી વળે. માટે તેમણે સૂતા સૂતા જ ગુરુને સામે હોંકારો દીધો.

આરુણિનો અવાજ સાંભળી ગુરુ અવાજની દિશામાં શોધતા શોધતા ચાલવા લાગ્યા. ત્યા તેમની નજર પાળામાં સૂતેલા આરુણિ ઉપર પડી. તેમનું અર્ધુ શરીર કાદવમાં ખૂચી ગયું હતું. ઘણાં સમયથી પાણીમાં સૂઈ રહેવાથી આખા શરીરમાં ઠંડક પ્રસરી ગઈ હતી, જેથી તેમનું શરીર થરથર ધ્રુજી રહ્યું હતું. ગુરુએ સાથે રહેલા શિષ્યોને કહી આરુણિને એ કાદવમાંથી બહાર કાઢ્યો, પાળામાં વહેતા પાણીથી શરીર સાફ કર્યું અને તેમને ઉપાડી આશ્રમમાં લાવ્યા.

અગ્નિથી શરીરને તપાવતા આરુણિના શરીરમાં થોડું ચેતન આવ્યું. ગુરુએ આમ વહેતા પાણીમાં સૂઈ જવાનું કારણ પૂછ્યું. આરુણીએ તમામ હકીકત સંભળાવી. ધૌમ્ય ઋષિ આરુણિની આજ્ઞાપાલનની ધગશ જોઈ અત્યંત પ્રસન્ન થયા અને પરા અને અપરા વિદ્યા કહેતા તમામ પ્રકારની લૌકીક તથા પરલૌકીક વિદ્યાઓનું દાન કર્યું. ઉપરાંત

આશીર્વાદ આપ્યા કે, "હે આરુણિ ! તું એક મહાન વિદ્વાન થઈશ, તારી કીર્તિ સર્વત્ર ફેલાશે અને તું ઉદ્દાલક નામે વિશ્વમાં પ્રસિદ્ધિ પામીશ."

આમ આરુણિ ગુરુવચનમાં વિશ્વાસ અને નિષ્ઠાને કારણે દરેક વિદ્યાઓમાં પારંગત થઈ પોતાના ઘરે પાછો ફર્યો.

( આરુણિની કથા સ્થૂળ અને સુક્ષ્મ એમ બે પ્રકારના રહસ્યોનું દર્શન કરાવે છે. સ્થૂળ રીતે કેવળ ગુરુવચનમાં વિશ્વાસ કરવાથી કેટલી મોટી પ્રાપ્તિ થાય છે તે બતાવે છે. ઈતિહાસમાં ન કેવળ આરુણિ પરંતુ ધ્રુવ, પ્રહ્લાદ, જાબાલિ, ઉપમન્યુ, તોટકાચાર્ય, શિવાજી, શબરી જેવા અનેક ઉદાહરણો પ્રસિદ્ધ છે.

સ્વામિનારાણ સંપ્રદાયમાં સત્સંગની મા કહેવાતા મુક્તાનંદ સ્વામી જ્યારે રામાનંદ સ્વામી પાસે સાધુ થવા આવેલા ત્યારે રામાનંદ સ્વામીએ તેમને બંધીયા ગામના મૂળુભક્તનું હળ હાંકવા કહેલું. મુક્તાનંદ સ્વામીએ ક્યારેય ખેતી કામ કરેલું નહીં, છતાં તે ખેતીકામ કરવા તૈયાર થયા, એ જાણી રામાનંદ સ્વામી ખૂબ રાજી થયા અને અંતઃકરણના આશીર્વાદ વરસાવ્યા.

ખોરાસાના રાજાભાઈ ગામધણિ હતા. તેઓને વૈરાગ્ય થતા ભગવાન સ્વામિનારાયણ પાસે સાધુ થવા આવેલા. ભગવાન સ્વામિનારાયણે તેઓને કહ્યું, "તમારે સાધુ થવું છે કે અમે કહીએ એમ કરવું છે." મહારાજની વાત સાંભળી રાજાભાઈએ કહ્યું, "મહારાજ ! સાધુ થઈને પણ આપને જ રાજી કરવા છે, માટે તમે જેમ કહો તેમ કરીશ."

મહારાજે તેમને પર્વતભાઈની ખેતી કરવા મોકલ્યા. બાર વર્ષ સુધી ગામધણિ થઈને બીજાના ખેતરમાં મજુરી કરી. આ બાર વર્ષ દરમિયાન ન તો ક્યારેય મહારાજે તેમને બોલાવ્યા કે ન તો તેમના સમાચાર પૂછ્યા. પરંતુ જ્યારે પર્વતભાઈએ મહારાજને રાજાભાઈને પાછા બોલાની લેવા કહ્યું ત્યારે રાજાભાઈને ગઢડા પાછા બોલાવ્યા.

એ સમયે સહજાનંદ સ્વામીના હૃદયમાં જે સહજ આનંદ હતો, સહજ રાજીપો હતો તે પ્રાપ્ત કરી રાજાભાઈના હૃદયમાં રહેલા માયાના અનેક પડળો હટી ગયા અને બ્રાહ્મીસ્થિતિને પામ્યા.

માટે પોતાના ઈષ્ટદેવ કે ગુરુના વચનમાં વિશ્વાસ રાખી મંડી પડનાર અવશ્ય મહાપદને પામે છે.

આ કથાનો આધ્યાત્મિક અવબોધ પણ ખૂબ જ સુંદર છે. જે આજના યુવાનોને ઘણો ઉપયોગી નિવડે એમ છે. અહીં જે ખેતરમાં પાળો બાંધવાની વાત છે, તે ઈન્દ્રિયો ઉપર અંકુશ મુકવાની વાત છે. કારણ કે આજે જગતમાં ચારે બાજુથી એવા એવા દુષણોનો પ્રવાહ વહે છે કે તેમાંથી પોતાની જાતને તણાતા રોકવી ઘણી કઠણ થઈ પડી છે. એક તો યુવાનીનું જોમ અને બીજો જગતનો વ્યસન, ફેશન અને દેખાદેખીનો ધસમસતો પ્રવાહ, સારા સારાને તાણીને લઈ ગયો છે અને અત્યારે તાણી રહ્યો છે.

આજે યુવાનને આકાશમાં ઉંચે ઉડવું છે, પાણીમાં ઊંડે તરવું છે, જમીન ઉપર છલાંગો મારવી છે, ચારે દિશાઓમાં પ્રગતી કરવી છે, અપાર ને અપાર મેળવવું છે. પરંતુ આ બધુ જ કોઈ પ્રકારની મહેનત વિના, કોઈ સાધના વિના, બેઠા બેઠા જ પ્રાપ્ત થાય એવા સ્વપ્નો જોવા છે.

આવા વાતાવરણમાં જો કોઈ ઉત્તમ સત્પુરુષનો આશરો હોય, તેમના વચનમાં દ્રઢ નિષ્ઠા હોય અને તે કહે એમ કરવાનું મનોબળ હોય, તો એ જ યુવાની શ્રેષ્ઠતાના શિખર ઉપર પહોંચાડી દે છે. નહીંતર ક્યારે અને કઈ જગ્યાએ ઊંડી ખીણ આવે અને ક્યારે તેમાં પડી જવાય તે કંઈ નક્કી નથી હોતું.)

# ઉપમન્યુ

આ જ આશ્રમમાં આ જ ધૌમ્ય ઋષિ પાસે એક બીજો શિષ્ય વિદ્યાભ્યાસ કરવા આવ્યો. એમનું નામ હતું 'ઉપમન્યુ'. આ ઉપમન્યું પણ અત્યંત ધીરજવાળો અને સંસ્કારી ઋષિકુમાર હતો. ગુરુઆજ્ઞા એ જ એના માટે સર્વસ્વ હતું.

ઉપમન્યુનો વિદ્યાભ્યાસ શરુ થયો. ધૌમ્યઋષિએ તેમને વિદ્યાભ્યાસની સાથે સાથે ગાયોની રખેવાળીની સેવા સોંપી.

ગુરુઆજ્ઞા શીરે ચડાવી ઉપમન્યુ પોતાને

સોંપવામાં આવેલી સેવામાં લાગી ગયો. રોજ વહેલી સવારે ઉઠી નિત્યક્રિયાઓ પતાવી ઉપમન્યુ આશ્રમની ગાયોને જંગલમાં ચરાવવા લઈ જતો. આખો દિવસ ગાયોની સાથે સાથે ફરતો, ગાયોની સારી એવી તકેદારી રાખતો, જ્યાં વધારે ઘાસ અને પાણીની સુવિધા હોય ત્યાં ગાયોને ચરાવતો.

બપોરનો સમય થાય એટલે જંગલમાં નિવાસ કરતા ગોવાળો પાસે જઈ જે કાંઈ ભિક્ષા મળે તે જમી લેતો અને સાંજ પડતા ફરી ગાયોને લઈ આશ્રમમાં આવી જતો.

એક દિવસની વાત છે. સંધ્યા સમય થતા ઉપમન્યુ ગાયોને લઈને આશ્રમમાં આવ્યો. ગાયોને યોગ્ય જગ્યાએ બાંધી ઉપમન્યુ ગુરુદેવને નમસ્કાર કરવા ગયો. એ વખતે ધૌમ્યઋષિ સંધ્યા કરી રહ્યા હતા. સંધ્યા પૂરી થઈ એટલે તેઓ બોલ્યા, ''બેટા ઉપમન્યુ ! તું ગાયો ચરાવા જંગલમાં જાય છે ત્યારે આશ્રમમાંથી જમવાનું લઈ નથી જતો, છતાં તારું શરીર દિવસે દિવસે હૃષ્ટ-પુષ્ટ થતું જાય છે. તે જંગલમાં જઈ તું શું ખાય છે ?''

ગુરુની વાત સાંભળી ઉપમન્યુએ કહ્યું, ''ગુરુદેવ ! એતો હું જંગલમાં વસતા ગોવાળોને ત્યાંથી ભિક્ષા લઈ આવું છું અને તે જમી લઉં છું.''

ગુરુ કહે, ''બેટા ! કોઈ પણ વસ્તુ-પદાર્થ ગુરુને અર્પણ કર્યા વગર પોતાના ઉપયોગમાં લેવું તે પાપ છે. માટે તને જે કાંઈ પ્રાપ્ત થાય, તે પહેલા મને અર્પણ કરવું અને એમાંથી હું જે તને આપું તેનો તારે ઉપયોગ કરવો.''

ગુરુની આજ્ઞાને માથે ચડાવતા ઉપમન્યુ કહે, ''ગુરુદેવ ! આજથી એમ જ થશે.''

ત્યાર બાદ ઉપમન્યુ ગુરુની આજ્ઞા પ્રમાણે વર્તવા લાગ્યો. પોતાને પ્રાપ્ત થતી ભિક્ષા સાંજે જ્યારે ગાયો ચરાવી પરત ફરે ત્યારે ગુરુના ચરણોમાં મૂકી દેતો. એમાંથી ગુરુ જેટલું આપે તેટલું જમી લે અને ફરી સવારે ગાયો ચરાવવા નિકળી જાય.

આખો દિવસ જંગલમાં ગાયોની પાછળ પાછળ ફરવાનું, પેટમાં થોડું અન્ન ગયું હોય, એ પણ ગઈ કાલના રાત્રિના સમયે. ઉંમર નાની હોય, પેટમાં ભૂખ જબરી લાગી હોય એટલે સહેજે સહેજે કંઈક ખાવાનું મન થાય. બપોરનો સમય થાય એટલે ભિક્ષા તો મળે પણ ગુરુને અર્પણ કર્યા વગર જમી ન શકાય.

માટે ઉપમન્યુએ બીજો ઉપાય શોધ્યો. એકવાર ભિક્ષા માગવા જાય અને જે મળે તે ગુરુને અર્પણ કરવા રાખી દે અને પોતા માટે ફરી ભિક્ષા માગી લાવે. એમાં જે મળે તે જમે અને દિવસ પસાર કરે.

એક દિવસ ફરી ગુરુએ ઉપમન્યુને કહ્યું, ''ઉપમન્યુ ! તને મળેલી ભિક્ષા તો મને અર્પણ કરી દે છે, તો તું શું ખાય છે ? કારણ કે તારું શરીર દુબળું તો પડતું નથી !''

ગુરુના પ્રશ્નનો જવાબ આપતા ઉપમન્યુએ કહ્યું, ''ગુરુદેવ ! એ તો હું મારા માટે બીજીવાર ભિક્ષા માગું છું અને એ જમું છું.''

ગુરુ કહે, ''ઉપમન્યુ ! તારું આ કર્મ તો ધર્મવિરુદ્ધ કહેવાય. એક તો ગૃહસ્થો ઉપર વધારે પડતો બોજ પડે અને બીજું એ કે અન્ય ભિક્ષાર્થીઓને અવરોધ ઉભો થાય, તેમને ભિક્ષામાં ઓછું મળે. માટે આ ઉપાય બંધ કરી દે.''

ઉપમન્યુએ કહ્યું, ''બહું સારું ગુરુદેવ ! હવેથી એમ નહીં થાય.''

થોડા દિવસ પછી ગુરુએ ફરી પૂછ્યું, ''ઉપમન્યુ ! તું દેહનો નિર્વાહ કઈ રીતે કરે છે.''

''ગુરુદેવ ! મને જે ભિક્ષા મળે છે, એતો તમને અર્પણ કરી દઉં છું, માટે મારી ભૂખ સંતોષવા ગાયોના દૂધનો સહારો લઉં છું.''

ગુરુ કહે, ''આ ગાયો મારી છે, માટે મારી ગાયોના દૂધનો ઉપયોગ કરતા પહેલા તે મારી આજ્ઞા લીધી હતી ?''

''ના, ગુરુદેવ !''

''તો પછી એ દૂધનો ઉપયોગ કરવો એ તારા માટે ઉચિત ન કહેવાય.''

''જી ગુરુદેવ ! હવે એવું નહીં કરું.''

ઉપમન્યુને ભિક્ષામાં મળતું ભોજન બંધ થઈ ગયું, ગાયોનું દૂધ પણ બંધ થઈ ગયું. દેહધારી અને તે પણ બાળક, કઈ રીતે પોતાનું શરીર ટકાવી રાખે ? ભૂખ લાગે ત્યારે શું કરે ? જંગલમાં એવા કોઈ ફળાવ વૃક્ષો પણ નથી કે જેના ફળો ખાઈ ભૂખ સંતોષાય. હવે શું કરવું એ કાંઈ સુઝતું નથી.

ત્યાં એમની નજર એક દૃશ્ય ઉપર પડી. એક નાનો વાછરડો પોતાની માને ધાવી રહ્યો હતો. એના મોઢામાંથી દૂધના ફીણ નીચે પડી રહ્યા હતા. ઉપમન્યુએ આ દૃશ્ય જોયું એટલે તે નીચે પડતા ફીણ હાથમાં લઈ ચાટવા લાગ્યો. આમ જ્યાં જ્યાં વાછરડા ધાવતા હોય ત્યાં પહોચી જાય અને પડતા ફીણ ચાટે અને થોડી-ઘણી ભૂખ સંતોષે.

આમને આમ ઘણાં દિવસો વિતી ગયા. એક દિવસ ગુરુએ ઉપમન્યુને પાસે બોલાવ્યો અને કહ્યું,

"ઉપમન્યું તું શું જમે છે ?"

ઉપમન્યુએ બધી હકીકત જણાવી. એ સાંભળી ગુરુદેવે કહ્યું, "બેટા ! તને જોઈને વાછરડા વધારે ફીણ કાઢે છે, માટે તું વાછરડાના ભાગના દૂધમાં ભાગ ન પડાવ."

"જી ગુરુદેવ !" એમ કહી ફરી ઉપમન્યુ પોતાની સેવામાં જોડાઈ ગયો.

હવે ઉનાળાનો સમય આવ્યો. ભિક્ષાનું અન્ન, ગાયનું દૂધ, દૂધના ફીણ બધુ જ મળતું બંધ થઈ ગયું. આકરા તાપમાં આખો દિવસ જંગલમાં રખડવું ભારે મુશ્કેલ થઈ પડ્યું. ક્યાંય પાણી પણ દેખાતું નહોતું. ભૂખથી પેટ અને તરસથી ગળું બળતરા ઉત્પન્ન કરી રહ્યા હતા. શું ખાવું એ કાંઈ દેખાતું નહોતું.

એવામાં એમની નજર એક આંકડાં ઉપર પડી. એ આંકડાંના કેરી જેવડા મોટા ફળ જોઈ ઉપમન્યુના મનમાં આનંદ થઈ ગયો. એતો હરખાતો હરખાતો આંકડાં પાસે ગયો અને થોડા પાન અને થોડા ફળ તોડ્યા અને ખાધા.

આંકડો ખતરનાક ઝેરીલો અને ભયંકર ગરમી ઉત્પન્ન કરનારો છોડ, એ પોતાનો સ્વભાવ થોડો મુકે ! થોડી વાર થઈ અને ઉપમન્યુના શરીરમાં બળતરા ઉપડી. એક તો આકાશમાંથી વરસતી ભયંકર ગરમી અને બીજી પેટમાં લાવા ઉત્પન્ન કરતી આંકડાંની ગરમી. બન્નેએ ભેગા મળી ઉપમન્યુની દશા બગાડી નાખી. ભયંકર ગરમીને લીધે આંખોમાં અંધારા આવી ગયા, બહારનું કશું દેખાતું બંધ થઈ ગયું.

સાંજનો સમય થયો. આંખોમાં દેખાતું નહોતું એટલે ગાયોના ચાલવાના અવાજની દિશામાં ચાલી રહ્યો હતો. ત્યાં રસ્તામાં આવતા એક અવાવરા કૂવામાં પડી ગયો. કૂવામાંથી નિકળવાના ઘણાં પ્રયત્નો કર્યા પણ કૂવો ઉંડો હોવાથી સફળતા ન મળી.

આ બાજુ ગાયો ચાલતી ચાલતી આશ્રમમાં પહોંચી ગઈ. ગાયોની સાથે ઉપમન્યુ દેખાયો નહીં એટલે ગુરુને વિચાર આવ્યો કે 'કદાચ મારી આકરી કસોટીથી ત્રસ્ત થઈને, ભૂખના દુઃખથી હારીને ભાગી ગયો હશે. એતો હમણાં કોઈ રસ્તો નહીં મળે એટલે પાછો આવશે.' એમ વિચારી ગુરુ પાછા પોતાની ક્રિયામાં જોડાઈ ગયા.

હવે પૃથ્વી ઉપર અંધારું ઉતરી આવ્યું હતું, છતાં ઉપમન્યુ ન આવ્યો તેથી ગુરુ થોડા શિષ્યોને સાથે લઈ તેમને શોધવા નિકળ્યા. રસ્તામાં સર્વે 'ઉપમન્યુ ! ઉપમન્યુ !' એમ સાદ કરતા જતા હતા. ત્યાં દૂરથી કોઈનો 'બચાવો, બચાવો'નો અવાજ સંભળાયો. કાન સરવા કરી ધ્યાનથી સાંભળ્યું તો ખબર પડી કે આ અવાજ ઉપમન્યુનો છે. આજુ બાજુમાં શોધ કરતા કરતા કૂવા પાસે આવ્યા તો ઉપમન્યુને કૂવામાં પડેલો જોયો.

દોરડું નાખી ઉપમન્યુને બહાર કાઢ્યો. આશ્રમમાં લાવી ઠંડું પાણી પાયું, બળતરા શાંત કરવાની ઔષધીઓ પાઈ. થોડીવાર થઈ ત્યાં શરીરમાં કળ વળી. ગુરુએ સર્વ હકીકત પૂછી. ઉપમન્યુએ બનેલો પ્રસંગ કહી સંભળાવ્યો.

ઉપમન્યુની વાત સાંભળી ધૌમ્યઋષિ તેમનો ગુરુવચનમાં વિશ્વાસ અને શ્રદ્ધા ઉપર અતિ પ્રસન્ન થયા. તેમણે ઉપમન્યુને દેવોના વૈદ્ય અશ્વિનીકુમારોની સ્તુતિ કરવાનું કહ્યું. ઉપમન્યુએ ગુરુઆજ્ઞાથી અશ્વિનીકુમારોની સ્તુતિ કરી. દેવવૈદ્યો હાજર થયા. તેઓએ ઉપમન્યુને ઔષધ આપ્યું અને કહ્યું, "લે આ ઔષધ જમી જા એટલે સારું થઈ જશે."

ઔષધ હાથમાં લઈ ઉપમન્યુ કહે, "દેવવૈદ્યો ! તમારું આ ઔષધ મારા ગુરુને અર્પણ કર્યા વિના ન લઈ શકું."

આવા કપરા સમયે પણ ઉપમન્યુની ગુરુભક્તિ જોઈ દેવવૈદ્યો પ્રસન્ન થયા. પોતાના હાથ ઉપમન્યુના માથા ઉપર મુક્યા એટલે ઉપમન્યુને દેખાવા લાગ્યુ અને પેટની પીડા શાંત થઈ ગઈ. ત્યાર બાદ અશ્વિનીકુમારો આશીર્વાદ આપતા બોલ્યા કે, "ઉપમન્યુ ! તારી ગુરુભક્તિ ઉપર અમે પ્રસન્ન થયા છીએ, અમે તને આશીર્વાદ આપીએ છીએ કે તું તારા ગુરુ કરતા પણ મોટો વિદ્વાન થઈશ અને તારી કીર્તિ ચારે બાજુ પ્રસરશે."

દેવવૈદ્યોના આશીર્વાદ લઈ ઉપમન્યુ ગુરુદેવ પાસે આવ્યો. ગુરુએ પણ આશીર્વાદ આપ્યા કે, "અશ્વિનીકુમારોના આશીર્વાદ પ્રમાણે તારું મંગળ થશે તથા સર્વ વેદો, ધર્મશાસ્ત્રોનું સંપૂર્ણ જ્ઞાન તને પ્રાપ્ત થશે."

ગુરુદેવના આશીર્વાદથી ઉપમન્યુ બ્રહ્મવિદ્યામાં પારંગત બન્યો અને સ્વગૃહે પરત ફર્યો.

(સદ્ગુરુ બ્રહ્માનંદ સ્વામી કહે છે,

**જેસે હિ હેમ હુતાશમેં ડારકે,**
**ધોય વિકાર સોનાર તપાવે;**
**વ્યોતત જ્યું દરજી પટ ફારકે,**
**કાષ્ઠકુ બાઢ સુતાર બનાવે;**
**પાત્ર કુલાલ શીલા કર પાહન,**
**લોહ લોહાર સુધારહી લાવે;**

યું શિષ્યકું ગુરુદેવ સુધારત,
સો બ્રહ્માનંદ આનંદ પાવે.

સોની સોનું તપાવે, દરજી કપડું ફાડે, સુથાર કાષ્ટને છોલે, કુંભાર ગારાને ખૂંદે, લુહાર લોઢાને તપાવે ત્યારે તેનું સાચું ઘડતર થાય છે અને લોકોના ઉપયોગમાં આવે છે. તે જ રીતે ગુરુ શિષ્યને બધી રીતે કસણીમાં લે છે, એ કસણી જે સહી લે તે સુંદર મૂર્તિ બનીને બહાર આવે છે અને સમાજને કંઈક પ્રદાન કરી શકે છે. )

# મહીદાસ ઐતરેય

પુરાણકાળમાં ગુજરાતનો ઘણો ખરો ભાગ 'આનર્ત' નામે ઓળખાતો હતો. આ પ્રદેશમાં ઘણાં ઋષિઓના આશ્રમો હતા. સિદ્ધક્ષેત્ર (સિદ્ધપુર), પવનદુર્ગ (પાવાગઢ), અર્બુદક્ષેત્ર (આબુ), રૈવતાચલ (ગિરનાર), વડનગર ઈત્યાદિ પ્રદેશોમાં વિશ્વામિત્ર, કપિલ, યાજ્ઞવલ્ક્ય વગેરે ઋષિઓના આશ્રમો હતા.

પવિત્ર ક્ષેત્ર 'મહીસાગરસંગમ' સ્થાનમાં 'હારિત' ઋષિ રહેતા હતા. આ ઋષિની કીર્તિ ચોમેર પ્રસરેલી હતી. તેઓ બ્રહ્મવિદ્યામાં પારંગત હતા અને શિષ્યોને એ બ્રહ્મવિદ્યા ભણાવવામાં કુશળ હતા.

એક સમયે હારિતઋષિ પ્રાતઃકાળે નદીએ સ્નાન કરવા જતા હતા. વાતાવરણમાં સવારની ઠંડક પ્રસરેલી હતી. પક્ષીઓનો કલરવ જાણે સુરીલું સંગીત રેલાવતો હતો. ધીમે ધીમે વાતા પવનને લીધે વૃક્ષોના પાંદડાંનો ધીમો ધીમો અવાજ એ સંગીતમાં તાલ મિલાવતો હતો.

હારિતઋષિ નદી કીનારે જ્યાં તેઓ દરરોજ સ્નાન કરતા એ સ્થળે પહોંચ્યા. ત્યાં તેઓની નજર એક ભીલકન્યા 'ઈતરા' જે ત્યાં સ્નાન કરતી હતી તેના ઉપર પડી. આહ્લાદક વાતાવરણ, એકાંત સ્થળ અને ઈતરાનો ગૌરવર્ણ, ભીંજાયેલું પ્રમાણસર શરીર જોઈ ઋષિને મનમાં વિકાર થયો. એ જ ક્ષણે તેઓએ એ કન્યા સાથે લગ્ન કરવાનો સંકલ્પ કરી લીધો.

મનમાં ઉઠેલા સંકલ્પને સાકાર કરવા તમામ વિવેકને ભૂલી હારિતઋષિ ઈતરા પાસે પહોંચ્યાં અને કહ્યું, "હું અહીં નજીકના આશ્રમમાં રહું છું, મારું નામ હારિત છે અને હું તારી સાથે લગ્ન કરવા માગું છું,"

ઋષિની આવી વાત સાંભળી ઈતરા લજ્જા પામી અને કહ્યું, "ઋષિરાજ ! તમારી સાથે લગ્ન કરવામાં મને વાંધો નથી, પણ હું ભીલ ને તમે ઋષિ ! એ કેમ શક્ય બને ?"

હારિતઋષિ કહે, "ऋषयः अग्निस्वरूपाः ઋષિઓ તો અગ્નિસ્વરુપ કહેવાય છે. માટે મારા સ્પર્શથી તું બ્રાહ્મણી બની જઈશ. પછી શું વાંધો ?"

ઈતરાએ માતા પિતાની સંમતિ મેળવી હારિતઋષિ સાથે લગ્ન કર્યાં. ઋષિ મહાસમર્થ વિદ્વાન હતા તેથી ઋષિપત્ની તરીકે ઈતરાની ખ્યાતિ પણ વધવા લાગી. ઋષિ પાસે તેણે વિદ્યાભ્યાસ કર્યો. સમય જતા તેઓને એક પુત્ર થયો, તેનું નામ 'ઈતરા' પરથી 'ઐતરેય' રાખવામાં આવ્યું.

પુત્ર પણ માતા જેવો જ રૂપાળો, પુષ્ટ ને પૂર્વજન્મનો સંસ્કારી હતો. સેવાભાવી, વિવેકી અને સરળ સ્વભાવ એની સુંદરતામાં વધારો કરતા હતા. તે માતા-પિતાના ખૂબ લાડમાં ઉછરી રહ્યો હતો.

જેમ જેમ મોટો થતો ગયો તેમ તેમ તે ગુણો પણ વિકાસ પામતા હતા. પરંતુ એનામાં એક મોટો અવગુણ હતો અને તે એ હતો કે વિદ્યાભ્યાસમાં તેની થોડી પણ રુચી નહોતી. ગમે તેટલો આગ્રહ કરવામાં આવે છતાં તે ના જ પાડે. માતા-પિતાએ ખૂબ સમજાવ્યો પણ માને જ નહિં.

વિદ્યાભ્યાસમાં અરુચીને કારણે પિતાના મનમાં શંકા જન્મી કે 'આખરે ભીલડીના ઉદરનો ખરો ને ? એનામાં બ્રાહ્મણત્વ કે વૈદિક સંસ્કાર ક્યાંથી આવે?' હારિતઋષિને એમ હતું કે આ મારી જેવો મોટો સભાજિત થશે, પણ આ તો સાવ ખોટું થયું. ઐતરેયના આવા સ્વભાવના કારણે ઋષિ ઉદાસ રહેવા લાગ્યા. વાતવાતમાં પત્ની તથા પુત્ર સાથે ઝઘડી પડતા. ધીમે ધીમે તેઓ ઉપરથી પ્રીતિ પણ ઓસરવા લાગી ને મહેણાં મારવા લાગ્યા કે 'આ મારો પુત્ર ન જ હોય. તું કોઈ બીજાનો લઈ આવી છો !'

ઋષિના આવાં વચનો સાંભળી ઈતારનું કાળજું વિંધાઈ જતું, પણ તે લાચાર હતી. તે બીજુ તો શું કરે ? પોતાના પુત્રને પાસે બેસાડી સમજાવતી, વિદ્યાભ્યાસ કરવાનો આગ્રહ કરતી, પણ તેમને સફળતા ન મળે એટલે એકાંતમાં જઈ રડી લેતી.

ઋષિના ઘરના આ કલહથી વિઘ્નસંતોષીઓ ફાવી ગયા. ઋષિનો સુખી સંસાર ને ઈતરાનું રૂપ જોઈ કેટલાકને ખૂબ બળતરા થતી હતી. આ કલહ થવાથી કેટલાકે સલાહ આપી, 'આ પુત્ર તમારું નામ નહીં ઉજાળે, માટે બીજું લગ્ન કરી નાંખો.' ઋષિને આ વિચાર ગમી ગયો. ઈતરાએ ઘણું મનાવ્યા કે એક સંતાન આવું થયું તેથી શું બધાય આવા જ થશે ?

પણ હવે ઋષિનું મન ઈતરામાંથી ઊઠી ગયું હતું. રૂપના આકર્ષણથી એક ભીલડીને પરણી બેઠા, પણ પરિણામ સારું ન આવ્યું, તેથી તેના પ્રત્યે ઉપેક્ષા વધી ગઈ. સમય જતા તેઓ બીજી સ્ત્રીને પરણ્યા. તે સ્ત્રી થકી તેઓને ચાર પુત્રો થયા. સંજોગવશાત્ તે વિદ્યાભ્યાસમાં રુચી ધરાવતા થયા તેથી ઋષિને સંતોષ થયો.

નવી પત્ની પર ઋષિને પ્રેમ વધવા લાગ્યો ને 'ઈતરા' અને 'ઐતરેય'ને કોઈ બોલાવતું પણ નહીં. તિરસ્કાર, ઉપેક્ષા, મહેણાં સહન કરીને તેઓને ઓશિયાળું જીવન ગુજારવું પડતું. ઐતરેયને તો આ કાંઈ ખબર જ ન હતી, કારણ કે તે બાળક હતો. તે શૂદ્ર હોવાથી ઋષિ તથા તેના ચાર પુત્રો તેને કાયમ દૂર જ રાખતા. તેને સૌ 'ઈતરાનો' એટલે કે 'બીજાનો', 'ત્યક્તાનો' એમ કહેતા.

એકવાર ચૂપચાપ ઐતરેય યજ્ઞમંડપમાં પહોંચી ગયો. પિતા દ્વારા ત્યાં વેદી રચાતી હતી. એ વેદીની રચનાને ઐતરેય ધ્યાનપૂર્વક જોવા લાગ્યો. ત્યાં સૂર્ય ઉગ્યો ને એક વ્યક્તિનો પડછાયો વેદી પર પડ્યો. ઋષિએ પાછળ ફરીને જોયું તો ઐતરેય. ઐતરેયને જોઈને ઋષિનો ક્રોધ ભભુકી ઉઠ્યો. તે ઐતરેયને વઢવા લાગ્યા. 'તું અહીં કેમ આવ્યો ? બીજા ચાર ભાઈઓ ભલે આવે, પણ તું અહીં નહીં, અમારી સાથે નહીં.' એમ કહીને તેનું બાવડું પકડી યજ્ઞમંડપમાંથી બહાર મૂકી આવ્યા.

ત્યારબાદ ત્યક્તાના પુત્રનો પડછાયો પડવાથી વેદી અભડાઈ ગઈ છે, એમ જાણી તે વેદી તોડી નાખવામાં આવી. મંત્રોચ્ચારથી અભિમંત્રીને શુદ્ધ જળથી જમીન પર પ્રોક્ષણ કર્યું ને તેને સાફ કરીને પુનઃ વેદી રચી.

આ પ્રસંગ બાદ ઐતરેયનું પિતા અને ભાઈઓ સાથેનું અંતર વધારે વધવા લાગ્યું. ઋષિને જ્યારે યજ્ઞયાગાદિ માટે બહાર જવાનું થાય ત્યારે ઐતરેય સાથે ન આવે તેનું ખાસ ધ્યાન રાખવામાં આવતું. આવું વારંવાર થવાથી ઐતરેયને પિતા અને ભાઈઓ સાથે લઘુતાગ્રંથિ બંધાઈ ગઈ.

સાવકા ભાઈઓ પણ હવે વધારે ને વધારે ઐતરેયને હેરાન કરવા લાગ્યા. તે લોકો ક્યારેય ઐતરેયને પાસે ફરવા પણ ન દેતા. તે નજીક જાય તો તરત જ કાઢી મૂકતા, બીજે રમવા મોકલી દેતા અને ચીડવતા, 'તું અહીં નહીં, ઈતરાના'.

આવા અપમાનથી ઐતરેય ઉદાસ રહેવા લાગ્યો. એમને સતત તેમના ભાઈઓનો ડર લાગવા માંડ્યો. ઘણીવાર તો એ ઊંઘમાંથી જાગ્રત થઈ જતો. પોતાની માતાને પૂછતો પણ ખરો કે, 'મા ! તારું સાચું નામ શું છે ? સૌ કહે છે કે 'ઈતરા' એ કોઈનું નામ જ નથી. પેલા મારા ભાઈઓ તો કહે છે કે 'ઈતરા' એટલે 'ગમે તે' અને બધા મને 'ઈતરાનો છોકરો' કહે છે. આપણી ગાયને 'સુનંદા' નામ આપ્યું છે, હરણને 'વિદ્યુતરેખા' છે, તો એના જેવું તારું સાચું નામ શું છે ?'

વ્હાલા પુત્રના આવા નાદાન પ્રશ્નો સાંભળી માનું હૈયું ભરાઈ આવતું, પણ હૃદય કઠણ કરી એ એક જ વાત કહેતી, ''બેટા ! મારું નામ 'ઈતરા' ને તું 'ઈતરાનો' છે.'' આ સિવાય તે કોઈ ભેદ ખોલતી નહીં.

આમ, આ બાળક ખૂબ મૂંઝવણમાં દિવસો પસાર કરતો હતો. તેમાં એક દિવસ સાંજે ઋષિ પોતાના માનીતા ચાર પુત્રોને ભેગા કરી કંઈ કહી રહ્યા હતા. ઐતરેય ચૂપચાપ દિવાલને અડીને તે સાંભળવા ઊભો રહ્યો.

ઋષિએ કહ્યું, 'આવતી કાલે આપણે યજ્ઞ કરવા જવાનું છે. માટે એની તૈયારી કરવાની છે. સમિધનાં પોટલાં બાંધવાનાં છે. વચ્ચેથી બીજા ઋષિઓ પણ સાથે જોડાતા જશે.' આટલી વાત સાંભળીને ઐતરેયના

આનંદનો પાર ન રહ્યો. તેને થયું કે પ્રવાસનો આનંદ માણવા મળશે. તેણે નક્કી કરી લીધું કે 'મારે પણ જવું જ છે. વહેલા ઊઠી તૈયાર થઈને આગળ ચાલતો થઈ જઈશ પછી કોણ રોકશે ? ને રોકશે તો પિતાજી પાસે પહોંચીશ.' એમ વિચારી તે હરખાવા લાગ્યો.

પરંતુ ત્યાં જ તેમના કાને શબ્દો પડ્યા, ઋષિ અન્ય પુત્રોને કહી રહ્યા હતા, 'તમે તૈયારી કરો ત્યારે ધ્યાન રાખજો કે પેલો ઈતરાનો જુએ નહીં. નહિ તો તમારી પાછળ સવારથી ચોંટશે.' ત્યારે પુત્રોએ કહ્યું, 'તેને સૂતો મૂકીને ચાલી નીકળશું. તે સૂઈ જાય એટલે પર્ણકુટિ એવી રીતે બંધ કરી દઉં કે ઝટ ઉઘડે જ નહીં, મા-દીકરો ભલે મહેનત કર્યા કરે.'

ઋષિએ શાંત રહી સ્મિત દ્વારા આ વિચારને પ્રોત્સાહન આપ્યું. પણ જ્યાં વાત પૂરી થઈ ત્યાં જ ઈતરાનો પુત્ર સડસડાટ ભાગી ગયો ને ક્યાંય નજરે જ પડ્યો નહીં. ઝૂંપડીમાં સૂવા પણ ન ગયો.

સવારે બધા સાથે ચાલવા લાગ્યો. હારિતઋષિ ઐતરેયને જોઈ ગયા. ટીંગાટોળી કરીને તેને પાછો આશ્રમમાં મૂકી આવ્યા, પણ તે દોડતો ફરી આવ્યો. ત્યારે પિતાએ સ્પષ્ટ શબ્દોમાં કહી દીધું, 'તું ઈતરાનો છોકરો છો, તારાથી અમારી સાથે ન અવાય. જા, પાછો જતો રહે, નહીંતર તારી ખેર નથી!'

આ નિષ્ઠુર વાણીથી તે હૈયાફાટ રડવા લાગ્યો. તેના અવાજથી એક ઘડી આખું જંગલ સ્તબ્ધ થઈ ગયું. એને કેમેય કરી સમજાતું નહોતું કે આ 'ઈતરા' શબ્દમાં શું ભર્યું છે ? મા શું કરવા પોતાનું આ અપશુકનિયાળ નામ બદલતી નથી ? બીજા ઋષિકુમારોનાં કેવાં સરસ નામ છે, અશ્વત્થામા, આરણ્યક, શ્વેતકેતુ... ને પોતે જ એકલો નામ વિનાનો, ઈતરાનો!

એ ધ્રૂસકે ધ્રૂસકે રડતો હતો. એને આ નામનું રહસ્ય સમજાતું નહોતું. બાજુમાંથી ઝરણું વહી રહ્યું હતું. તેને થયું કે મારો દેહ આંસુરૂપ થઈ આ ઝરણામાં વહી જાય તો કેવું સારું! આ વાતનો અંત જ આવી જાય.

મોડી સાંજે એ ઝૂંપડીએ પાછો ફર્યો, તેની માતા ક્યારનીયે રાહ જોતી રહી હતી. પુત્ર આવતાં બન્ને ભેટી પડ્યાં, બન્ને પુષ્કળ રડ્યાં.

હળવું હૈયું થયું એટલે ઈતરાએ કહ્યું, 'મે તને કહ્યું હતું ને બેટા! તારે ત્યાં જવાનું નથી.'

પુત્ર : 'પણ મા! તેં તારું નામ 'ઈતરા' શા માટે રાખ્યું? આજે આપણે આ નામ જ બદલી નાંખીએ.'

છોકરાને એમ હતું કે આ બધું નામમાંથી થાય છે, પણ વાત કંઈક જુદી જ હતી. અને એ એમને સમજાય એમ પણ નહોતી.

તેની માએ કહ્યું, 'બેટા! નામ બદલવાથી કાંઈ ન થાય. આ નામ જ ઠીક છે.'

છોકરાએ કહ્યું, 'મા ! આપણા કુળદેવતા કોણ? તેના નામ પરથી તારું નામ રાખીએ.'

માએ ધરતી ઉપર બેસી ધૂળનો ખોબો ભર્યો અને કહ્યું, 'આપણી કુળદેવતા આ ધરતી છે. આપણને તે સંઘરે છે, પોષે છે, રક્ષે છે, માટે એને પ્રાર્થના કરવાની. જવાબ આપે તો ઠીક.'

બીજે દિવસે સવારે મા-દીકરો જંગલમાં ગયા, સમિધ લાવ્યા, વેદી બનાવી, ઈતરાએ એકચિત્તે ધરતી માતાનું આહ્વાન કર્યું ને પ્રાર્થના કરી, 'હે ધરતીમાતા ! અમને આશીર્વાદ આપ. આ મારા દીકરાને તને ઠીક પડે એવું નામ આપ. તું એક અમારી છે. તારા વિના અમારે બીજું કોઈ નથી.'

જ્યાં આ પ્રાર્થના થઈ ત્યાં જ બન્નેના આશ્ચર્ય વચ્ચે અંતરિક્ષમાંથી દિવ્યવાણી પ્રગટ થઈ, 'હે ઈતરા! તારો આ પુત્ર 'મહીદાસ' નામે પ્રસિદ્ધ બનો. એ મારો અર્થાત્ મહીનો પુત્ર કહેવાઓ. આજથી એનું નામ 'મહીદાસ ઐતરેય !' એમાં તારા ને મારા બન્નેના નામની સાર્થકતા થશે. મારા આશીર્વાદ છે કે એ મહાજ્ઞાની બનશે ને લોકોને ભણાવશે. લોકો પણ સામેથી એની પાસે જ્ઞાનની ભિક્ષા અર્થે આવશે.'

મા-દીકરો નતમસ્તકે આશીર્વાદ ઝીલી રહ્યા હતા. પેલી દિવ્યવાણી હજુ ચાલુ જ હતી.... 'અને ઈતરા, તારો આ પુત્ર જગતને એક પરમ સત્યનું જ્ઞાન કરશે. '**प्रज्ञानम् आनन्दं ब्रह्म**' આ પરમ સત્યનો દ્રષ્ટા તારો પુત્ર બનશે. પ્રાણબળ અને જ્ઞાનબળથી પ્રાણીમાત્ર જીવે છે. એમાંય જ્યારે જ્ઞાનબળથી જીવે ત્યારે જીવ મુક્ત બને છે. જ્ઞાનબળ સિદ્ધ કરવા મહાવાક્ય શીખવું પડે. તેના માટે લોકો તારા પુત્રના ચરણ ચાંપતા આવશે.' આ પ્રમાણે જણાવી દિવ્યવાણી બંધ થઈ ગઈ.

ધરતીમાતાના આર્શીવાદ મેળવી મા-દીકરો હર્ષઘેલાં બની ગયાં. ઈતારનો પુત્ર હવે ઈતરાનો મટી મહીનો, પૃથ્વીનો, નવખંડ ધરાનો, લોક સમસ્તનો બની રહ્યો ! મહીદાસ ઐતરેય મહાજ્ઞાની બની ગયો. લોકો જ્ઞાન લેવા ખૂણે ખૂણેથી તેની પાસે આવવા લાગ્યા. એમના મુખેથી વહેતો જ્ઞાનપ્રવાહ ગંગાપ્રવાહ જેવો પાવનકારી થઈ રહ્યો. પિતા હારિત અને ભાઈઓ કરતા અનેક ગણી કીર્તિ ચૌદિશ પ્રસરી. પુત્રની જ્ઞાનછટા જોઈ ઈતરા પણ મનમાં ખૂબ આનંદ પામી. મહીદાસને જોઈ એમનું હૃદય આનંદથી ભરાવા લાગતું અને એ આનંદ આંખોમાંથી આસુંઓ દ્વારા વહેવા માંડતો.

પરંતુ ઈતરાનો આ આનંદ વધારે ન ટક્યો. બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થવાથી મહીદાસ ઐતરેયની સ્થિતિ જડભરત જેવી થઈ ગઈ. એમનો રસ સંસારમાંથી ઉડી ગયો. તેમને બધું નાશવંત દેખાવા લાગ્યું. હવે પોતાના દેહનું પણ ભાન નથી રહેતું. આખો દિવસ જંગલમાં ભટક્યા કરે છે અને પરમબ્રહ્મ નારાયણનું ભજન-ધ્યાન કર્યા કરે છે. ન ખાવાનું ભાન રહ્યું કે ન પીવાનું. રાત્રિ છે કે દિવસ એ પણ વિસરાય જવા માંડ્યું. પુત્રની આવી પરિસ્થિતિ જોઈ ઈતરા ફરી દુ:ખી દુ:ખી થઈ ગઈ. કંઈ માતા પોતાના પુત્રની આવી દશા જોઈ શકે ?

એક દિવસ મહીદાસને પાસે બેસાડી ઠપકો આપતા ઈતરા કહે છે, 'મારા કયાં જન્મના પાપ હશે કે તેં મારી કુખે જન્મ લીધો ? ગત જન્મમાં મેં તારું શું બગાડેલું કે તું મને આટલું કષ્ટ આપે છે ? હું તો મહીસાગરમાં સમાઈ જઈશ, પછી જપ કર્યા કરજે, ને જડભરતની જેમ ભટક્યા કરજે !'

ઐતરેય : 'મા ! સંસારનાં પ્રલોભનો તો અનિત્ય છે. આખું જગત તિરસ્કાર કરે પણ મા પુત્રનો તિરસ્કાર કરે નહીં. એવી એ અનંત ક્ષમાવાન હોય છે.'

માતા : 'પણ બેટા ! તો શું મારે નિરંતર સહનશીલતાની સગડીમાં શેકાયા કરવાનું ? મારાથી તારી આવી દશા જોવાતી નથી. એના કરતાં તું જે દેહને નશ્વર કહે છે તેનો ત્યાગ કરે એ શું ખોટું ?'

ઐતરેય : 'મા ! એ તારી ભૂલ છે. આ રીતે દેહ છોડવાથી વાસના છૂટી જતી નથી. એ તો આવા બીજા નશ્વર જન્મો લેવડાવશે. માટે ધીરજ રાખી તેના મૂળ ઉખેડવાનો પ્રયત્ન કરવા જેવો છે.'

માતા : 'બેટા ! આવું જ્ઞાન તને ક્યાંથી પ્રાપ્ત થયું ? તું તો જડભરતની જેમ ફર્યા કરે છે.'

ઐતરેય : 'મા ! બહુ ડાહ્યાઓમાં મૂરખ બનીને રહેવું એ જ સાચા જ્ઞાનીનું લક્ષણ છે, ને એમાં જ એની કસોટી છે. જ્યાં વૈભવ બોલે ત્યાં સત્ય ચૂપ રહે છે.'

માતા : 'બેટા ! તારા ગુરુ કોણ છે ?'

ઐતરેય : 'મા ! ભગવાન જ મારા ગુરુ છે. હું અખંડ એનો જપ કરું છું ને તેને સંભારું છું. એનો મર્મ કોઈ ન સમજ્યું, પણ મા ! તું પણ ન સમજી ?'

માતા : 'બેટા ! તું તો અનંતની વાત કરે છે. તે સામાન્ય માનવી ક્યાંથી સમજે ?'

ઐતરેય : 'મા ! તું સાચું કહે છે. આ વાત સમજવા માટે જ તો અનંત જન્મ લેવા પડે છે. માટે મા ! મારો ને તારો આ છેલ્લો જન્મ છે.'

આમ ઐતરેય અલૌકીક સંવાદ દ્વારા માતાને પણ પોતાને પ્રાપ્ત થયેલું બ્રહ્મજ્ઞાન આપે છે અને ભગવાનને પ્રાર્થના કરે છે કે 'મારી માતા મને સમજી શકે.'

ઐતરેયની પ્રાર્થનાથી ભગવાન વાસુદેવે ઈતરાને દર્શન આપ્યાં અને પ્રતીતિ કરાવી.

કહેવાય છે કે અમુક બ્રાહ્મણોએ માતા-પુત્રનો આ સંવાદ છુપાઈને સાંભળ્યો હતો. એ બ્રાહ્મણોએ ઐતરેય **स्वतः सिद्धः** સ્વયં પ્રકાશ મહાજ્ઞાની છે એવી વાતો વાયુવેગે ફેલાવી.

ઐતરેયની પ્રસિદ્ધિ સાંભળી અનેક મુમુક્ષુઓ શિષ્યભાવે ઐતરેય પાસે ઉપદેશ લેવા આવવા લાગ્યા. તેના ઉપદેશમાંથી 'ઐતરેય ઉપનિષદ્' બન્યું. તેની સાથે માતા પણ અમર બની.

વિશ્વને 'ઐતરેય ઉપનિષદ્' મળ્યું અને ઉપનિષદ્‌ના ચાર મહાવાક્યોમાંનુ એક '**प्रज्ञानम् आनन्दं ब्रह्म**'ના ઐતરેય દ્રષ્ટા બન્યા.

# સદ્‌ગુરુના આશીર્વાદ

ઉપનિષદની કથાઓમાં આવતા ચમત્કારોની વાતો કેવળ ઉપદેશ આપવા કે શિષ્યસમુદાયને વધારવા માટે નથી કરવામાં આવી. આ કથાઓ સાચી છે અને આજે પણ આવા પ્રસંગો બને છે. સદ્‌ગુરુના આશીર્વાદ પ્રાપ્ત થતા મન, બુદ્ધિ અને ચિત્તની ફરતે વિંટળાયેલા માયાથી આવરિત દરેક પડળો ખૂલી જાય છે અને અલૌકીક શક્તિ પ્રગટ થાય છે.

આ કથાઓ જેવો જ એક દિવ્ય પ્રસંગ ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજના ગુરુ પુરાણી સ્વામી શ્રી ગોપીનાથદાસજી સ્વામીના જીવનમાં બન્યો હતો. જે પ્રસંગ અહીં પ્રસ્તુત કર્યો છે.

સદ્‌ગુરુ બાલમુકુંદદાસજી સ્વામી તથા મોટા સંતોના આશીર્વાદ અને પોતાની ઉચ્ચ બુદ્ધિમત્તાના કારણે ઉત્તમ કથાકાર તરીકે પ્રસિદ્ધિ પામ્યા પછી પણ પુરાણી સ્વામી ગોપીનાથદાસજીને અંતરમાં હજુ થોડી ઉણપો અનુભવાતી હતી. સંસ્કૃતમાં નિત્ય નવું જ્ઞાન પ્રાપ્ત કરવાની અભિરુચિ પણ વધતી જતી હતી. પોતાના ગુરુ સ્વામી ધર્મસ્વરુપદાસજી સ્વામી અને સ્વામી બાલમુકુંદદાસજી સ્વામીની આજ્ઞા મેળવીને તેઓશ્રી રાજકોટના વિદ્વાન પંડિત જીવરામ શાસ્ત્રી પાસે સંસ્કૃતનો અભ્યાસ કરવા લાગ્યા.

શાસ્ત્રજ્ઞાનમાં જીજ્ઞાસુ જેમ જેમ ઊંડા ઊતરતા જાય તેમ તેમ એમને નવા નવા અણમુલા રત્નો પ્રાપ્ત થતા જાય છે. પુરાણી સ્વામી પણ શાસ્ત્રોના આ રત્નોને પરખવા લાગ્યા હતા.

પુરાણી સ્વામીના અંતરમાં વેદાંત શાસ્ત્રનો વિશેષ તલસ્પર્શી અભ્યાસ કરવાની તાલાવેલી લાગી હતી. તેઓ આ જ્ઞાન પિપાસાને સંતોષવા વડતાલ પધાર્યા.

સદ્‌ગુરુઓનો રાજીપો, સત્સંગની સેવા કરવાની તમન્ના અને જ્ઞાન પ્રાપ્તિની ઉત્સુકતાથી ભરેલા આ સંતે વડતાલમાં સંતોની સેવા, જ્ઞાન સાધના અને કથાવાર્તાનો યજ્ઞ આરંભ્યો. એ સમયમાં વરતાલ ગાદીસ્થાને આચાર્ય શ્રી વિહારીલાલજી મહારાજ બિરાજતા હતા. મહારાજશ્રી સ્વયં વિદ્યાના ઉપાસક અને સારા અભ્યાસુ હતા. સંપ્રદાયના સંતો સંસ્કૃત અભ્યાસ કરીને સારા વિદ્વાન કથાકાર બને, એવી એમની અભિલાષા સદાય રહેતી.

તેઓશ્રીએ વડતાલ ધામમાં સંસ્કૃત પાઠશાળાની સ્થાપના કરેલી. શ્રીજી મહારાજની આજ્ઞા મુજબ તેઓશ્રી આ પાઠશાળામાં વિદ્વાન પંડિતોને રાખીને સદ્‌વિદ્યા પ્રવર્તનની પુણ્ય પ્રવૃત્તિ કરાવતા હતા.

પુરાણી સ્વામી ગોપીનાથદાસજી વડતાલ આવ્યા અને આ સંસ્કૃત પાઠશાળામાં પ્રવેશ મેળવીને વિશિષ્ટાદ્વૈત વેદાંતનો અભ્યાસ કરવા લાગ્યા. આચાર્ય શ્રી દ્વારા ભણનારા સંતોને ખૂબ જ પ્રેરણા અને પ્રોત્સાહન મળ્યા કરતું. સંતોને ભણવા માટે તમામ જરૂરિયાતો આચાર્ય મહારાજશ્રીની આજ્ઞાથી સરસ રીતે પૂરી પાડવામાં આવતી. વડતાલ સંસ્કૃત પાઠશાળામાં એ સમયે ૬૦ જેટલા સંતો સંસ્કૃતનો અભ્યાસ ઉત્સાહથી કરતા હતા. આ બધા સંતોમાં પુરાણી ગોપીનાથદાસજી વિદ્યાભ્યાસમાં અગ્રેસર રહેતા. તેમની ગ્રહણશક્તિ, શ્રદ્ધા, તત્પરતા અને સાધુજીવનથી સહપાઠી સંતો પણ પ્રભાવિત થતા અને ભણાવનારા પંડિતજી પણ આ સંત ઉપર ખૂબ જ પ્રસન્ન રહેતા.

પુરાણી સ્વામીએ વિક્રમ સંવત્ ૧૯૩૯થી

૧૯૪૫ સુધી વડતાલમાં રહીને વિદ્યાભ્યાસ કર્યો હતો. આ સમય દરમ્યાન વડતાલ ધામ ખાતે આશરે પાંત્રીસ જેટલા શ્રીજી સમકાલીન નંદ સંતો હતા. આ નંદ સંતોનો મહિમા સૌના અંતરમાં અદકેરો રહેતો.

પુરાણી ગોપીનાથદાસજી સ્વામીએ આ નંદ સંતોની સેવા કરવાની સોનેરી તક ઝડપી લીધી. તેઓ શાસ્ત્રઅભ્યાસ સાથે સેવાની શ્રદ્ધા પણ ખૂબ જ ધરાવતા. તેઓ વહેલી સવારે પોતાની દેહક્રિયા તેમજ પૂજાપાઠથી પરવારીને વયોવૃદ્ધ નંદ સંતોની સેવામાં લાગી જતા.

પુરાણી સ્વામીનું શરીર પૂર્વાશ્રમમાં ખેતીકામ કરવાથી ખૂબ જ કસાયેલું અને ખડતલ હતું, તેથી તેઓ સેવામાં થાકતા નહીં.

વૃદ્ધ સંતો માટે કૂવામાંથી પાણી સીંચવું, સંતોને સ્નાન કરાવવું, એમના ધોતીયાં ધોઇ આપવાં અને તેમના આસને સફાઇ કરવી વગેરે સેવાઓ પુરાણી સ્વામી ભારે ઉત્સાહથી કરતા અને ધન્યતા અનુભવતા.

સેવા કરતા કરતા તેઓ કંઠસ્થ કીર્તનોનું ગાન અને પ્રકરણોનું ગાન કરીને નંદ સંતો તેમ જ અન્ય સંતોને ખૂબ જ રાજી કરતા.

આ અરસામાં શ્રીજી મહારાજના કૃપાપાત્ર સંતવર્ય અદ્‌ભૂતાનંદ સ્વામી હયાત હતા અને લગભગ ૧૦૦ વર્ષની ઉંમરે પહોંચ્યા હતા. કોઇ વિમુખ માણસે એમને હળાહળ ઝેર આપેલું. શ્રીજીની કૃપાથી આ સંત એ હળાહળ ઝેર પચાવી ગયેલા. પરંતુ વૃદ્ધાવસ્થામાં આ ઝેરની અસરથી શરીર કળતર અને પીડા અનુભવતું. શ્રદ્ધાવાન યુવાન સંતો આ મહાન સંતની સેવામાં તત્પર રહેતા. તેઓ સ્વામીના શરીરને દાબતા, પગચંપી કરતા.

એક દિવસ અદ્‌ભૂતાનંદ સ્વામીને શરીરમાં વધારે કળતર હતી. પુરાણી ગોપીનાથદાસજી સ્વામી શરીર દાબી રહ્યા હતા. પુરાણી સ્વામીને દાબતા સરસ આવડતું તેથી અદ્‌ભૂતાનંદ સ્વામીને ગાઢ નિદ્રા આવી ગઇ.

શ્રદ્ધાળુ પુરાણી સ્વામીએ દાબવાનું ચાલુ રાખ્યું. સ્વામી આખી રાત ઘસઘસાટ ઊંઘી ગયા અને આ શ્રદ્ધાળુ સંત આખી રાત એમનું શરીર દાબતા રહ્યા. કેટલો મહિમા અને અપાર શ્રદ્ધા હશે ?

આ રીતે રાત પૂરી થતાં વહેલી સવારે ચાર વાગ્યે મંદિરના ચોઘડિયા વાગવા લાગ્યા. ચોઘડિયા સાંભળીને અદ્‌ભૂતાનંદ સ્વામી જાગૃત થયા.

પુરાણી સ્વામીને આ રીતે આખી રાત સેવા કરતા જોઇને અતિ કરુણાથી અને સ્નેહભાવથી અદ્‌ભૂતાનંદ સ્વામીએ પુરાણી સ્વામીના મસ્તક ઉપર પોતાનાં બન્ને હાથ મૂકી દીધા.

આ રીતે અંતરના આશીર્વાદ વરસાવતા અદ્‌ભૂતાનંદ સ્વામી બોલી ઊઠ્યા, 'પુરાણી ! તું તમામ વિદ્યામાં પારંગત થઇશ અને વિદ્વાનોમાં તારું સ્થાન હમેશા આગળ રહેશે. સત્સંગ સેવાનો તું યશભાગી બનીશ અને અંતકાળે શ્રીજી મહારાજ તને અગાઉથી દર્શન આપીને ધામમાં તેડી જશે.'

શ્રીજીના કૃપાપાત્ર સંતવર્યનો રાજીપો અને આવા આશીર્વાદ પામીને પુરાણી સ્વામી તો ભાવવિભોર બની ગયા.

આ રીતે પુરાણી સ્વામીના વિદ્યાના ઓજસમાં એક મહાન સંતના આશીર્વાદ ભળ્યા તેથી તેમની સાધુતાયુક્ત વિદ્વત્તા સોળે કળાએ ખીલી ઊઠી.

આચાર્ય શ્રી વિહારીલાલજી મહારાજ ભણનારા સંતોને પ્રોત્સાહન આપવાના શુભ હેતુથી પોતાના નિવાસસ્થાને બોલાવીને પરસ્પર જ્ઞાનચર્ચા કરાવતા. મહારાજશ્રી પોતે સંતોને પ્રશ્નો પૂછતા અને સંતોની બુદ્ધિ પ્રતિભાની પરીક્ષા કરતા. પુરાણી સ્વામી ગોપીનાથદાસજી આ પ્રકારની સભામાં ઉત્સાહથી ભાગ લેતા અને શાસ્ત્રોના પ્રમાણો આપીને પ્રશ્નોના ઉત્તર આપતા.

આચાર્ય મહારાજશ્રી આ સંતની બુદ્ધિપ્રતિભા અને પ્રશ્નોત્તર કરવાની આગવી સૂઝબૂઝથી પ્રભાવિત થતા અને ઘણીવાર બોલી ઊઠતા કે, 'જૂનાગઢના બાલમુકુંદદાસજી સ્વામીના કૃપાપાત્ર શિષ્ય આવા બળીયા

## શ્રીમદ્ સત્સંગિજીવન કથાપારાયણ

તારીખ ૨ થી ૮ એપ્રિલ દરમિયાન પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીના વ્યાસાસને, મૂળ ટીંબી નિવાસી અ.નિ. પ.ભ. શ્રી રમણલાલ મહેતાની પૂણ્ય સ્મૃતિમાં, સુપુત્રશ્રી બિહારીભાઇ મહેતાના તથા પ્રપોત્ર રાહુલ, શીતલના યજમાન પદે, શ્રી સ્વામિનારાયણ મંદિર ભુલેશ્વર ખાતે ગોલોકવિહારી મહારાજ, લક્ષ્મીનારાયણ દેવ તથા હરિકૃષ્ણ મહારાજના સાનિધ્યમાં ભગવાન શ્રી સ્વામિનારાયણની લીલાઓથી ભરપુર, શતાનંદ સ્વામી વિરચિત શ્રીમદ્ સત્સંગિજીવન ગ્રંથની કથા યોજાઇ.

કથાના પ્રારંભે મંદિરના પરિસરમાંથી કથાસ્થાન સુધી ભવ્ય શોભાયાત્રા નીકળી હતી. જેમાં મોટી સંખ્યામાં ભક્તજનો ઉપસ્થિત રહ્યા હતા તથા બાળ-યુવક મંડળના સભ્યો જોડાયા હતા.

સાત દિવસ સુધી ચાલેલ આ કથામાં પૂજ્ય સ્વામીજીએ ભગવાન શ્રી સ્વામિનારાયણની અનેક લીલાઓનું શ્રવણ કરાવ્યું હતું. તથા ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજ તથા મોટા સંતોના કૃપાપાત્ર અ.નિ. પ.ભ. શ્રી રમણલાલ મહેતાનું પવિત્ર જીવન અને એમના સુપુત્રો બિહારીભાઇ, ભુપેન્દ્રભાઇ, ધર્મેન્દ્રભાઇ વગેરે પરિવારનું ગુરુકુલમાં રહેલ સમર્પણને બીરદાવ્યું હતું.

આ પ્રસંગે વડતાલ શ્રી લક્ષ્મીનારાયણ દેવ પીઠાધિપતિ આચાર્ય શ્રી રાકેશપ્રસાદજી મહારાજે પધારી વક્તાશ્રી, યજમાન પરિવાર તથા ઉપસ્થિત ભક્તજનોને કથાવાર્તાનો લાભ આપી શુભાશીર્વાદ પાઠવ્યા હતા. કથા પ્રસંગે દર્શનમ્ સંસ્કૃત મહાવિદ્યાલયના પ્રધાનાચાર્ય શ્રી રામપ્રિયજી તથા ઋષિકુમારોએ સદ્ગુરુ સંતોના સાનિધ્યમાં શ્રીલક્ષ્મીનારાયણ દેવ તથા ગોલોકવિહારી મહારાજનું રાજોપચાર પૂજન કર્યું હતું.

કથાની પૂર્ણાહુતિ પ્રસંગે યજમાન શ્રી બિહારીભાઇએ આ સંપૂર્ણ આયોજનમાં માર્ગદર્શન પૂરુ પાડનાર મંદિરના મહંત શ્રી સંતદાસજી સ્વામી તથા કથા પ્રસંગે સહયોગી થનાર તમામ ભક્તોનો આભાર વ્યકત કર્યો હતો. આ કથામાં મુંબઇના વિવિધ પરાઓમાંથી દરરોજ મોટી સંખ્યામાં ભક્તજનો ઉપસ્થિત રહ્યા હતા.

## GPL-4

શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ વિશ્વવિદ્યા પ્રતિષ્ઠાનમ્ (SGVP) છારોડી ખાતે પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીના આશીર્વાદ સાથે  પરમ પૂજ્ય સદ્ગુરુ પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી તેમજ ગુજરાત વિધાનસભાના અધ્યક્ષ આદરણીય શ્રી વજુભાઇ વાળાની ઉપસ્થિતિમાં એસજીવીપી સૂર્યા સ્પોર્ટસ એકેડેમી દ્વારા હિમ્સ **GPL-4**, ગુરુકુલ પ્રિમીયર લીગ, ડે-નાઇટ ઓપન ક્રિકેટ ટુર્નામેન્ટનું ઓપનીંગ થયું. ૬૮ દિવસની આ મેગા ક્રિકેટ ટુર્નામેન્ટમાં અમદાવાદ, વડોદરા, મુંબઇ, ગોવા, રતલામ, રાજસ્થાન વગેરે ભારતભરની ૨૦૦ ઉપરાંત લેધર બોલ અને ટેનિસ બોલ કેટેગરીની ક્રિકેટ ટીમો ભાગ લઇ રહી છે.

ટુર્નામેન્ટના ઉદ્ઘાટન પ્રસંગે પૂજ્ય બાલકૃષ્ણદાસજી સ્વામીએ જણાવ્યું હતું કે 'રમત ગમત ક્ષેત્રે **SGVP** સતત પ્રયત્નશીલ છે. બે માસ દરમ્યાન આ ટુર્નામેન્ટમાં ૨૦૦ ઉપરાંત ટીમોના યુવાન ખેલાડીઓ ભાગ લઇ રહ્યા છે તે આનંદની વાત છે. જિંદગી એક ખેલ છે તેને ખેલદિલી પૂર્વક રમતા શીખવું જોઇએ, તો જ માનવ જીવનનો વિકાસ થાય.'

શ્રી વજુભાઇ વાળાએ જણાવ્યું હતું કે 'સ્વામિનારાયણ ગુરુકુલને હું વર્ષોથી જાણું છું. આ ગુરુકુલનો પાયો નંખાયો ત્યારે હું હાજર હતો. આજે આ ગુરુકુલ પરિસરમાં પ્રવેશતા મને અત્યંત આનંદ થાય છે. વિદ્યાર્થીઓને સંસ્કાર યુક્ત શ્રેષ્ઠ શિક્ષણ સાથે આટલી સુંદર રમત ગમતની સુવિધા પુરી પાડવામાં આવે છે તે આદર્શરુપ છે.'

આ પ્રસંગે ટુર્નામેન્ટનાં સ્પોન્સાર ધનસુખભાઇ શીયાણી, નિલેશભાઇ શીયાણી, ધનસુખભાઇ જાની, દિપેન ચૌહાણ, શ્રી અગ્રવાલજી, કેયુરભાઇ, વગેરેનું પૂજ્ય બાલકૃષ્ણદાસજી સ્વામીએ સન્માન કર્યુ હતું. તથા ટુર્નામેન્ટમાં ભાગ લઇ રહેલ તમામ ટીમના મેનેજર, કેપ્ટન, વાઇસ કેપ્ટન અને કોચનું સન્માન કરવામાં આવ્યુ હતું.

## રામનવમી મહોત્સવ

તા. ૮, એપ્રિલના રોજ રામનવમીના પરમ પવિત્ર દિવસે અનેક વૈવિધ્ય સભર ભક્તિ કાર્યક્રમોનું આયોજન કરવામાં આવ્યું હતું. વહેલી સવારથી ભગવાન શ્રી નીલકંઠવર્ણીના અભિષેકનો લાભ લેવા માટે મોટી સંખ્યામાં ભક્તજનો ઉપસ્થિત રહ્યા હતા. પ્રાર્થના હોલમાં બિરાજીત શ્રી ઘનશ્યામ મહારાજનું ભવ્ય રાજોપચાર પૂજન કરવામાં આવ્યું હતું. મધ્યાહ્ને ૧૧ થી ૧૨:૩૦ દરમિયાન મર્યાદા પુરુષોત્તમ ભગવાન શ્રી રામચંદ્રજીના પ્રાગટ્યનો ઉત્સવ ખૂબ જ ધામધૂમથી ઉજવાયો.

ઈષ્ટદેવ પૂર્ણ પુરુષોત્તમ ભગવાન શ્રી સ્વામિનારાયણનો પ્રાગટ્યોત્સવ રાત્રે ૮:૩૦ થી ૧૧:૦૦ દરમિયાન ઉજવવામાં આવ્યો. આ પ્રસંગે સંતો તથા વિદ્યાર્થીઓએ પ્રાગટ્યના કીર્તનો રજુ કર્યા હતા. પરમ પૂજ્ય સદ્‌ગુરુ પુરાણી સ્વામી તથા સંતોએ મહારાજના પ્રાગટ્યના હેતુઓ તથા મહારાજની લીલાઓનું શ્રવણ કરાવ્યું હતું. બરાબર ૧૦:૧૦ કલાકે બાર બારણાના હિંડોળામાં બિરાજમાન શ્રીઘનશ્યામ મહારાજની આરતી થઈ. ત્યારબાદ વિદ્યાર્થીઓએ પ્રાગટ્ય નૃત્ય રજુ કર્યું. નૃત્ય બાદ ઉપસ્થિત સંતો તથા ભક્તજનોએ મહારાજના સાનિધ્યમાં સમૂહ રાસ લઈ શ્રીહરિ પ્રાગટ્યનો આનંદ વ્યક્ત કર્યો હતો.

## કૃતજ્ઞતા પર્વ

તારીખ ૨૯ માર્ચના રોજ દર્શનમ્ સંસ્કૃત મહાવિદ્યાલયમાં શાસ્ત્રી કક્ષાનો અભ્યાસ પૂર્ણ કરનારા વિદ્યાર્થીઓ તથા વેદાન્ત વિષય સાથે ડીપ્લોમાં અભ્યાસ પૂર્ણ કરનારા સંતો દ્વારા કૃતજ્ઞતા પર્વનું આયોજન કરવામાં આવ્યું હતું.

પ્રારંભે ઋષિકુમારો દ્વારા વૈદિક પ્રાર્થના બાદ પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી તથા સદ્‌ગુરુ સંતોનું ઋષિકુમારો તથા ઉપસ્થિત વાલીઓ દ્વારા પૂજન કરવામાં આવ્યું. પૂજન બાદ સમાવર્તિત થનાર તમામ ઋષિકુમારો અને સંતોને સદ્‌ગુરુ સંતોએ ચંદનની અર્ચા કરી, રક્ષાસુત્ર બાંધી પ્રતિક રુપે ભેટ અર્પણ કરી શુભાશીર્વાદ પાઠવ્યા હતા.

પ્રધાનાચાર્ય શ્રી રામપ્રિયજીએ વૈદિક પરંપરાનુસાર સમાવર્તિત ઋષિકુમારોને અને સંતોને સમાવર્તન સંસ્કાર વિધિ કરાવ્યો હતો.

આ પ્રસંગે પૂજ્ય સ્વામીજીએ જણાવ્યું હતું કે 'સંસ્કૃત ભાષા એ દેવ ભાષા છે. તે દ્વારા આપણે આપણી ભારતીય સંસ્કૃતિનો વિકાસ કરવાનો છે. આપણી સંસ્કારમય સરવાણીથી આપણું ભારત હંમેશા હરિયાળું રહે એ માટે સતત જાગૃત રહેવાનું છે.'

ભગીરથ ત્રિવેદી, ગોવિંદભાઈ બાંટવાએ પ્રેઝન્ટેશન દ્વારા વાર્ષિક અહેવાલ રજુ કર્યો હતો. આ પ્રસંગે શ્રી શામજી ભગત, અર્જુનાચાર્ય, અજય પંડ્યા વગેરેએ પ્રાસંગિક પ્રવચન કર્યા હતા. સભા સંચાલન ચિંતન જોષી તથા અંકિત ત્રિવેદીએ કર્યું હતું.

## સત્સંગ યાત્રા -: શિસલ્સ

**ઇન્ટરફેઇથ રીલીજીયસ કોન્ફરન્સ :-** પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી સંતમંડળ સાથે શિસલ્સ પધાર્યા હતા. અહીં એલાઈડ બિલ્ડર્સના કેમ્પ ખાતે પૂજ્ય સ્વામીજીના સાનિધ્યમાં ઈન્ટરફેઈથ રીલીજીયસ કોન્ફરન્સનું આયોજન કરવામાં આવ્યું હતું. પ્રારંભે હિન્દુ કાઉન્સીલ ઓફ શિસલ્સ તથા ઈન્ટરફેઈથ કાઉન્સીલ ઓફ શિસલ્સ દ્વારા સ્વામીશ્રીનું બહુમાન કરવામાં આવ્યું હતું.

આ પ્રસંગે શિસલ્સના ડેસીગ્નેટેડ મિનિસ્ટર વિન્સેન્ટ મેરીટોન, રોમન કેથોલિક ચર્ચના બિશપ મોન્સીગ્નોર ડેનિસ વીહે, બિશપ જેમ્સ વોંગ, હેન્ગલીકન ચર્ચના આર્ક બિશપ ફ્રેન્ચ ચાંગ હિમ, ઓર્થોડોક્સ ચર્ચના ફાધર સર જીયોસ, નેશનલ કાઉન્સીલ ફોર ચિલ્ડ્રનના સીઈઓ રૂબી પારડીવાલા, ઈસ્લામિક સોસાયટી ઓફ શિસલ્સના ઈમામ એનેકા, હિન્દુ કાઉન્સીલ ઓફ શિસલ્સના પ્રમુખશ્રી પ્રવિણ દરાડ તથા અન્ય આગેવાન પ્રતિનિધિઓ ખાસ ઉપસ્થિત રહ્યા હતા.

ઈન્ટરફેઈથ કાઉન્સીલના ચેરમેન મોન્સીગ્નોરે જણાવ્યું હતું કે, 'આજથી પાંચ વર્ષ પહેલા સ્વામીજીને હું પ્રથમવાર મળ્યો હતો. આજે બીજીવાર મળી રહ્યો છું. આ પ્રસંગે ઉપસ્થિત રહેતા મને આનંદ થાય છે.'

આ કોન્ફરન્સમાં પૂજ્ય સ્વામીજીએ જણાવ્યું હતું કે, 'આજે સંઘર્ષની નહિ, સમન્વયની જરૂર છે.

શીખવું પડશે. દુનિયાના વિવિધ ધર્મોમાં અનેક વિરોધાભાસો છે, તો સાથે સાથે સમાનતાઓ પણ એટલી જ છે. આપણે સમાનતાઓના પ્રવર્તન માટે પ્રયાસ કરવો જોઈએ. આજની સ્કૂલોમાં સાયન્સ અને ટેક્નોલોજીની સાથે સાથે માનવજીવનના મૂલ્યોની શિક્ષા પરમ આવશ્યક છે. દારૂ વગેરે વ્યસનોથી મુક્ત સમાજની રચના આપણો કોમન એજન્ડા હોવો જોઈએ. સર્વ પ્રકારની હિંસા વિશ્વશાંતિને બાધા પહોંચાડનારી છે. આપણે હિંસામુક્ત સમાજની રચના કરવી જોઈએ.'

સ્વામીશ્રીની સંસ્કાર સાથેની શિક્ષાની વાતથી તેમજ **SGVP** ઈન્ટરનેશનલ કેમ્પસના સેવાકાર્યોથી સર્વકોઈ પ્રભાવિત થયા હતા અને સ્થાનિક મીડિયા જગતે તેની વિશેષપણે નોંધ લીધી હતી. એલાઇડ બિલ્ડર્સના મેનેજીંગ ડાયરેક્ટર શ્રીપ્રવિણભાઈ તેમજ અન્ય અગ્રણીઓએ આ પ્રસંગે ઉપસ્થિત તમામ ધર્માચાર્યોનું ભાવપૂર્ણ સ્વાગત કર્યું હતું.

## હિંડોળા ઉતંસવ

શ્રી નરનારાયણ દેવ જયંતિ પ્રસંગે પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીના સાનિધ્યમાં શ્રી કચ્છી લેવા પટેલ સમાજ દ્વારા રંગોત્સવ તથા હિંડોળા ઉત્સવનું આયોજન કરવામાં આવ્યું હતું. સાથે સાથે શ્રી વિજય કન્સ્ટ્રકશન કેમ્પના નૂતન મંદિરમાં ઠાકોરજીની ધામધુમથી સ્થાપના કરવામાં આવી હતી.

આ પ્રસંગે થયેલ હીંડોળા ઉત્સવમાં આંબાના પાન અને વિવિધ પ્રકારના ફૂલોથી ઠાકોરજીનો ઝૂલો શણગારવામાં આવ્યો હતો. ઠાકોરજીને ઝુલાવ્યા બાદ પૂજ્ય સ્વામીશ્રીએ ઠાકોરજીનું ષોડશોપચાર વિધિથી પૂજન કર્યું હતું. કરસનભાઈ રાઘવાણી પરિવારના બહેનોએ ભાવપૂર્વક ૧૦૮ ફૂટનો ફુલનો હાર બનાવ્યો હતો જે ઠાકોરજીને અર્પણ કર્યો હતો.

ઉપસ્થિત ભક્તજનોને કથાવાર્તાનો લાભ આપતા પૂજ્ય સ્વામીજીએ જણાવ્યું હતું કે, 'જે રીતે ભગવાન મંદિરમાં બિરાજે છે એજ રીતે જીવપ્રાણિમાત્રમાં પણ બિરાજે છે. મંદિરમાં સેવા કરીએ છીએ એજ રીતે જીવપ્રાણિમાત્રમાં બિરાજમાન પરમાત્માની સેવા થાય તો સાચી પૂજા ગણાય.માણસ મંદિરના દેવને પૂજે અને જીવપ્રાણિમાત્રમાં બિરાજમાન દેવનો અનાદર કરે તો એ સાચો ભક્ત નથી. મનુષ્યોનું મન પણ મંદિર બનવું જોઈએ.'

આ પ્રસંગે શ્રી વિજય કન્સ્ટ્રકશનના માલિક શ્રી વિશ્રામભાઈ, સહજાનંદ બિલ્ડર્સના કરશનભાઈ, નંદુભાઈ, રવિભાઈ વગેરે મોટી સંખ્યામાં ઉપસ્થિત ભાઈ-બહેનોએ ધામધૂમથી રંગોત્સવ, હોળી ઉત્સવ તથા ઠાકરથાળીનો ભરપૂર આનંદ માણ્યો હતો. સભાના અંતે ઉપસ્થિત ભક્તજનોએ ભોજન રૂપી

## શ્રદ્ધા સુમન

**પ. ભ. શ્રી રવજીભાઈ રામભાઇ દેસાઇ- આંબરડી :-** ઈષ્ટદેવ ભગવાન શ્રી સ્વામિનારાયણના અનન્ય ઉપાસક તથા સંતોના કૃપાપાત્ર પ.ભ. શ્રી રવજીભાઈ દેસાઈ, તા. ૨૫ માર્ચના રોજ ભક્તચિંતામણિના પાઠ કરતા થકા અક્ષરધામ સીધાવ્યા છે. ભગવાન શ્રીહરિ તેમના દિવ્ય આત્માને પોતાની મૂર્તિનું અખંડ સુખ અર્પે તથા સુપુત્રો શ્રી વિનુભાઈ, જીતુભાઈ, હિંમતભાઈ વગેરે પરિવારજનોને સત્સંગનું બળ અર્પે એ જ પ્રાર્થના.

**પ. ભ. શ્રી કુલીનભાઇ કમલાકાંત લુહાણા - પુના :-** ઈષ્ટદેવ ભગવાન શ્રી સ્વામિનારાયણના અનન્ય ઉપાસક પ.ભ. શ્રી કુલીનભાઈ લુહાણા ૧૨ એપ્રિલના રોજ ૮૦ વર્ષની ઉંમરે અક્ષરવાસી થયા છે. કુલીનભાઈના પવિત્ર આત્માને ભગવાન શ્રીહરિ પોતાનું અલૌકિક સુખ આપે તથા રાજાભાઈ, અરુણભાઈ, જ્યોત્સ્નાબેન વગેરે પરિવારજનોને ધીરજ અર્પે તેવી પ્રાર્થના.

**પ. ભ. શ્રી વિનોદભાઇ રામજીભાઇ ગાજપરીયા - નાઇરોબી :-** ગામ બળદીયા, હાલ નાઈરોબી નિવાસી રાલ્કો ગૃપના વિનોદભાઈ ગાજપરીયા હરિસ્મરણ કરતા થકા અક્ષરવાસી થયા છે. વિનોદભાઈએ જીવનપર્યંત સત્સંગ તથા સમાજની ખૂબ સેવાઓ કરેલી. ભગવાન શ્રીહરિ આ પવિત્ર આત્માને પોતાનું અલૌકિક સુખ આપે તથા સુપુત્ર અરવિંદભાઈ વગેરે પરિવારજનોને ધીરજ અર્પે તેવી પ્રાર્થના.

**પ. ભ. શ્રી દેવરાજભાઇ હાલારીયા - લંડન :-** ગામ કેરા, હાલ લંડન નિવાસી પ.ભ. શ્રી દેવરાજભાઈ હાલારીયા હરિસ્મરણ કરતા થકા અક્ષરવાસી થયા છે.દેવરાજભાઈએ શ્રી સ્વામિનારાયણ મંદિર કેન્ટનમાં ખૂબ સેવાઓ કરેલી. તેઓ સંતો અને ભગવાનમાં અપાર હેત ધરાવતા હતા. ભગવાન શ્રીહરિ આ પવિત્ર આત્માને પોતાનું અલૌકિક સુખ આપે તથા વિનોદભાઈ, મહેશભાઈ, જીતેનભાઈ, જનકભાઈ, પ્રકાશભાઈ વગેરે પરિવારજનોને ધીરજ અર્પે તેવી પ્રાર્થના.

**શ્રી દેવીકાબેન મેઘજીભાઇ પટેલ :-** ગામ અમારા (કચ્છ)નિવાસી શ્રી દેવિકાબેન પટેલ હરિસ્મરણ કરતા થકા અક્ષરવાસી થયા છે. ભગવાન શ્રીહરિ આ પવિત્ર આત્માને પોતાનું અલૌકિક સુખ આપે તથા નરસિંહભાઈ વગેરે પરિવારજનોને ધીરજ અર્પે તેવી પ્રાર્થના.

## ગુરુકુલમાં રસોઇ

### અમદાવાદ ગુરુકુલ

શ્રી ધર્મેશભાઈ કિશોરભાઈ પટેલ, અમદાવાદ
શ્રી અપૂર્વ પ્રકાશભાઈ દવે, દુબઈ
શ્રી ભાવનાબેન ભાર્ગવભાઈ બ્રહ્મભટ્ટ, ખંભાત
શ્રી મનહરલાલ જગજીવનદાસ પરીખ, અમદાવાદ
શ્રી મહેન્દ્રભાઈ ભીખુભાઈ ધંધુકીયા, દુબઈ
શ્રી વેલજીભાઈ પ્રેમજીભાઈ વરસાણી, માનકુવા
શ્રી મિતકુમાર પરેશભાઈ પટેલ, અમદાવાદ.
શ્રી બલભદ્રસિંહજી ચુડાસમા, ગાંધીનગર.
શ્રી પરાગભાઈ પંડ્યા, અમેરીકા
શ્રી ગોપીનાથ યુવક મંડળ
શ્રી કેતનભાઈ મકાણી, લંડન
શ્રી ભરતભાઈ નસીત, રાજકોટ

### છારોડી ગુરુકુલ

શ્રીમતિ જ્યોતિકાબેન રામજીભાઈ, મોમ્બાસા
શ્રી હરિલાલ શાહ, ગાંધીનગર
શ્રી રાજેશભાઈ પોપટભાઈ પટેલ, અમદાવાદ
શ્રી જૈમીન વલ્લભભાઈ બાબરીયા, અમદાવાદ
શ્રીમતિ વનીતાબેન ગોવિંદભાઈ ગોરસીયા, માધાપર
શ્રી ચેતનભાઈ રસિકભાઈ સોલંકી, લીંબડી
શ્રી પ્રદિપભાઈ અરવિંદભાઈ રાવલ, બાપુનગર
શ્રી વેલજીભાઈ વરસાણી
શ્રી પાર્થ જગજીવનભાઈ પટેલ, અમદાવાદ
શ્રી પ્રકાશભાઈ દવે, દુબઈ
શ્રી નરેશભાઈ ચૌહાણ, રાયસંગપુર
અ.નિ. કલ્પનાબેન ગીરીશભાઈ શાહ, અમદાવાદ

## આગામી આયોજન

**તા. ૪/૫/૧૪, રવિવાર : સુહૃદ સભા :** સાંજે ૫:૩૦ કલાકે, છારોડી ગુરુકુલ.
**તા. ૮/૫/૧૪, ગુરુવાર : શ્રીહરિ જયંતિ:** શ્રી નિલકંઠવર્ણી પયોભિષેક તથા રાજોપચાર પૂજન, સવારે ૬:૩૦ કલાકે
**તા. ૧૦/૫/૧૪, શનિવાર : મોહિની ઓકાદશી**
**તા. ૨૪/૫/૧૪, શનિવાર : અપરા એકાદશી**

"GURUKUL DARSHAN" RNI NO. GUJGUJ/2009/28937 Date of publication is 25th of every month and Permitted to post at A'bad, PSO on 25th of every month. Registered under Postal Regd. No. GAMC1468/2013-2015, Valid up to 31-12-2015 issued by SSP A'bad-9.License to post without Prepayment No. CPMG/GJ/112/2013 valid up to 30-06-2014.

રામનવમીના પાવન દિવસે શ્રી ઘનશ્યામ મહારાજનું રાજોપચાર પૂજન, ધામધૂમથી ઉજવાયેલ પ્રાગટ્યોત્સમાં ઉપસ્થિત સંતો, ભક્તો તથા નૃત્ય કરતા વિદ્યાર્થીઓ.

કૃતજ્ઞતા પર્વ પ્રસંગે સદ્‌ગુરુ સંતો સાથે શાસ્ત્રી તેમજ ડીપ્લોમાનો અભ્યાસ પૂર્ણ કરી સમાવર્તીત થતા દર્શનમ્‌ના વિદ્યાર્થીઓ તથા સંતો.

1-4. On the auspicious Day of Ram-Navami, Shree Hari Jayanti...Divine *Rajopchar Poojan* of Shree Ghanshyam Maharaj...Marvelous celebration of Birth Celebration and Saints, Devotees and students. 5-6. *Krutagnata Parva*, Saints and Rushikumars of Darshanam Sanskrit Mahavidyalay completing education of Shastri (TYBA) and Diploma course